દાદા ભગવાન કથિત

# પાપ-પુણ્ય

ડૉ. નીરુબહેન અમીન

મનુષ્યગતિ

દેવગતિ



નર્કગતિ

તીર્યંચગતિ

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લીંક !

‘‘હું તો કેટલાક જણને મારે હાથે સિદ્ધિ કરી આપવાનો છું. પછી પાછળ જોઈએ કે ના જોઈએ ? પાછળ લોકોને માર્ગ તો જોઈશે ને ?’

**- દાદા ભગવાન**

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોમાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા. જે નીરુમાના દેહવિલય બાદ ચાલુ જ રહેશે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

✡✡✡

# ત્રિમંત્ર








નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં ૧
ૐ નમો ભગવતે વાસુદેવાય ૨
ૐ નમઃ શિવાય ૩
જય સચ્ચિદાનંદ



# સંપાદકીય

આપણા ભારતમાં તો પુણ્ય-પાપની સમજ તો પા-પા પગલી માંડતો થાય ત્યાંથી જ આપવામાં આવે છે. નાનું બાળક જીવડાં મારતું હોય તો માતા ફટાક કરીને તેના હાથ ઉપર થપ્પડ મારી દે છે ને ક્રોધ કરીને કહે છે 'ના મરાય, પાપ લાગે !' નાનપણથી બાળકને સાંભળવા મળે છે ખોટું કરીશ તો પાપ લાગશે, આમ ન કરાય. ઘણી વખત માણસને દુ:ખ પડે છે ત્યારે રડી ઊઠે છે, કહેશે મારા ક્યા ભવના પાપની સજા ભોગવું છું. સારું બની જાય તો 'પુણ્યશાળી છે' કહેશે. આમ પાપ, પુણ્ય શબ્દ આપણા વ્યવહારમાં બોલવામાં સહેજે વપરાયા કરતા હોય છે.

ભારતમાં તો શું વિશ્વના તમામ લોકો પુણ્ય-પાપને સ્વીકારે છે અને તેમાંથી કઈ રીતે છૂટવું તેના ઉપાયો બતાડવામાં પણ આવ્યા છે.

પણ પાપ-પુણ્યની યથાર્થ વ્યાખ્યા શી ? યથાર્થ સમજ શી ? પૂર્વભવ-આ ભવ ને આવતા ભવ સાથે પાપ-પુણ્યને શો સંબંધ છે ? જીવનવ્યવહારમાં પાપ-પુણ્યનાં ફળ કેવી રીતે ભોગવવાં પડતાં હોય છે ? પુણ્ય અને પાપના પ્રકારો કેવા છે ? ત્યાંથી માંડીને ઠેઠ મોક્ષ માર્ગમાં પાપ-પુણ્ય કંઈ ઉપયોગી નીવડે છે ? મોક્ષે જવામાં પાપ-પુણ્ય બન્નેની જરુર છે કે બન્નેથી મુક્ત થવું પડશે ?

પુણ્ય-પાપની એટલી બધી વાતો સાંભળવા મળે છે કે આમાં સાચું શું ? એ સમાધાન કયાંથી મળે ? પાપ-પુણ્યની યથાર્થ સમજના અભાવે ખૂબ ગૂંચવાડા ઊભા થાય છે. પુણ્ય ને પાપની વ્યાખ્યા ક્યાંય કલીયરકટ ને શોર્ટકટમાં જોવા મળતી નથી. તેથી પુણ્ય પાપ માટે જાતજાતની વ્યાખ્યાઓ સામાન્ય મનુષ્યને મુંઝવે છે, અને અંતે પુણ્ય બાંધવાનું ને પાપથી અટકવાનું તો બનતું જ નથી.

પરમ પૂજ્ય દાદાશ્રીએ એ વ્યાખ્યા ખુબ જ સરળ, સીધી અને સુંદર રીતે આપી દીધી છે કે ''બીજાને સુખ આપવાથી પુણ્ય બંધાય અને બીજાને દુ:ખ આપવાથી પાપ બંધાય.'' હવે આટલી જ જાગૃતિ આખો દિવસ રાખ્યા કરે તો આખો ય ધર્મ આવી ગયો ને અધર્મ છૂટી ગયો!

અને ભૂલેચૂકે કોઈને દુઃખ દેવાઈ જાય તો તેનું તુર્ત જ પ્રતિક્રમણ કરી લો. પ્રતિક્રમણ એટલે જેને વાણીથી, વર્તનથી કે મનથી પણ દુઃખ પહોંચ્યું, તો તુર્ત જ તેની અંદર બિરાજેલા આત્મા, શુદ્ધાત્મા પાસે માફી માંગવી, હૃદયપૂર્વક પસ્તાવો થવો જોઈએ ને ફરી આવું નહીં કરું એવો દૃઢ નિશ્ચય થવો જોઈએ. આટલું જ બસ. અને તે ય મનમાં, પણ દિલથી કરી લો, તો ય તેનું એક્ઝેક્ટ ફળ મળે છે.

પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે, જીવન પુણ્ય અને પાપના ઉદય પ્રમાણે ચાલે છે, બીજો કોઈ ચલાવનારો નથી. પછી ક્યાં કોઈને દોષ કે શિરપાવ દેવાનો રહ્યો ? માટે પાપનો ઉદય હોય તો વધારે ફાંફાં માર્યા વિના શાંત બેસી રહે ને આત્માનું કર. પુણ્ય જો ફળ આપવાને સન્મુખ થયું હોય તો પછી સેંકડો પ્રયત્નો શાને ? અને પુણ્ય જ્યારે ફળ આપવાને સન્મુખ ના થયું હોય તો પછી સેંકડો પ્રયત્નો શાને ? માટે તું ધર્મ કર.

પુણ્ય-પાપ અંગેના સામાન્ય પ્રશ્નોથી માંડીને સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રશ્નોના એટલા જ સરળ ટુંકા ને સચોટ સમાધાનકારી જવાબો અત્રે મળે છે, પરમ પૂજ્ય દાદાશ્રીની આગવી તળપદી શૈલીમાં ! મોક્ષે જવા શું પુણ્યૈની જરૂર ? જરૂર હોય તો કઈ ને કેવી પુણ્યૈ જોઈએ ?

પુણ્યૈ તો જોઈએ જ પણ પુણ્યાનુબંધી પુણ્યૈ જોઈએ. એટલું જ નહીં પણ મોક્ષના આશય સાથે જ પુણ્યૈ બંધાઈ હોય, જેથી કરીને એ પુણ્યૈના ફળરૂપે મોક્ષ પ્રાપ્તિના સર્વે સાધનો અને અંતિમ સાધન, આત્મજ્ઞાનીનું મળે ! વળી પુણ્યાનુબંધી પુણ્ય મોક્ષના હેતુ માટે બંધાયેલું હોય તો તેની સાથે (૧) ક્રોધ-માન-માયા-લોભ ઘટેલાં હોવાં જોઈએ, કષાયો મંદ થવા જોઈએ, (૨) પોતાની પાસે હોય તે બીજાને માટે ભેલાડી દે અને (૩) દરેક ક્રિયામાં બદલાની ઈચ્છા ન રાખે તો જ તે પુણ્યૈ મોક્ષ માટે કામ લાગે, નહીં તો બીજી પુણ્યૈ તો ભૌતિક સુખ આપી બરફની જેમ ઓગળી જાય !

આમ પાપ-પુણ્યની યથાર્થ સમજ તો પ્રગટ જ્ઞાની પુરુષ પાસેથી જ સત્સંગ પ્રશ્નોત્તરી દ્વારા થઈ છે, જે પ્રસ્તુત સંકલનમાં રજૂ થાય છે.

**- ડૉ. નીરુબેન અમીન**

# પાપ-પુણ્ય

## પાપ-પુણ્યની ન મળે ક્યાંય આવી વ્યાખ્યા !

**પ્રશ્નકર્તા** : પાપ અને પુણ્ય એ વળી શું છે ?

**દાદાશ્રી :** પાપ અને પુણ્યનો અર્થ શો ? શું કરીએ તો પુણ્ય થાય ? પુણ્ય-પાપનું ઉત્પાદન ક્યાંથી છે ? ત્યારે કહે, 'આ જગત જેમ છે તેમ જાણ્યું નથી લોકોએ, એટલે પોતાને ફાવે એમ વર્તે છે. એટલે કોઈ જીવને મારે છે, કોઈને દુઃખ દે છે, કોઈને ત્રાસ આપે છે.'

કોઈ પણ જીવમાત્રને કંઈ પણ ત્રાસ આપવો કે દુઃખ આપવું એનાથી પાપ બંધાય. કારણ કે ગોડ ઈઝ ઈન એવરી ક્રિએચર વેધર વિઝિબલ ઓર ઈન્વિઝિબલ. (આંખે દેખાય એવા કે ના દેખાય એવા, દરેક જીવ માત્રમાં ભગવાન છે.) આ જગતના લોકો, દરેક જીવમાત્ર એ ભગવાન સ્વરૂપ જ છે. આ ઝાડ છે, એમાંય જીવ છે. હવે આમ લોકો મોઢે બોલે ખરા કે બધામાં ભગવાન છે, પણ ખરેખર એની શ્રદ્ધામાં નથી. એટલે ઝાડને કાપે, એમ ને એમ અમથા તોડ તોડ કરે, એટલે બધું નુકસાન કરે છે. જીવમાત્રને કંઈ પણ નુકસાન દેવું, એનાથી પાપ બંધાય છે અને કોઈ પણ જીવને કંઈ પણ સુખ આપવું, એનાથી પુણ્ય બંધાય છે. તમે બગીચામાં પાણી છાંટો છો તો જીવોને સુખ પડે કે દુઃખ ? એ સુખ આપો એનાથી પુણ્ય બંધાય છે. બસ, આટલું જ સમજવાનું છે.

આખા જગતના જે ધર્મો છે, એને સરવૈયારૂપે કહેવું હોય તો એક જ વાત સમજાવી દઈએ બધાને, કે જો તમારે સુખ જોઈતું હોય તો આ બીજા જીવોને સુખ આપો અને દુઃખ જોઈતું હોય તો દુઃખ આપો. જે અનુકૂળ આવે તે કરો, આનું નામ પુણ્ય અને પાપ. સુખ જોઈતું હોય

તો સુખ આપો, તેથી ક્રેડિટ બંધાશે અને દુઃખ જોઈતું હોય તો દુઃખ આપો તો ડેબિટ બંધાશે. એનું ફળ તમારે ચાખવું પડશે.

## સારું-ખોટું, પાપ-પુણ્યના આધારે !

કોઈ ફેરા સંજોગો સારા આવે છે ખરા કે ?

**પ્રશ્નકર્તા** : સારા ય આવે છે.

**દાદાશ્રી :** એ ખરાબ ને સારા સંજોગોને કોણ મોકલતું હશે ? આપણાં જ પુણ્ય ને પાપના આધારે સંજોગો ભેગા થાય છે. એવું છે, આ દુનિયાને કોઈ ચલાવનારો નથી. જો કોઈ ચલાવનાર હોત તો પાપ-પુણ્યની જરૂર નથી.

**પ્રશ્નકર્તા** : આ જગતને ચલાવનારા કોણ ?

**દાદાશ્રી :** પુણ્ય ને પાપનું પરિણામ. પુણ્ય ને પાપનાં પરિણામથી આ જગત ચાલી રહ્યું છે. કોઈ ભગવાન ચલાવતા નથી. કોઈ આમાં હાથ ઘાલતો નથી.

## પુણ્ય પ્રાપ્તિનાં પગથિયાં !

**પ્રશ્નકર્તા** : હવે પુણ્યો અનેક જાતનાં છે તો કઈ કઈ જાતનાં કાર્યો કરીએ તો પુણ્ય કહેવાય અને પાપ કહેવાય ?

**દાદાશ્રી :** જીવમાત્રને સુખ આપવું તેમાં ફર્સ્ટ પ્રેફરન્સ (પ્રથમ મહત્ત્વતા) મનુષ્યો. એ મનુષ્યનું પરવારી ગયા એટલે પછી બીજા પ્રેફરન્સમાં પાંચ ઈન્દ્રિય જીવો. ત્રીજા પ્રેફરન્સમાં ચાર ઈન્દ્રિય, ત્રણ ઈન્દ્રિય, બે ઈન્દ્રિય, એક ઈન્દ્રિય એવી રીતે એમને સુખ આપવું, એનાથી જ પુણ્ય થાય છે અને એને દુઃખ આપવું, એનાથી પાપ થાય છે.

**પ્રશ્નકર્તા** : ભૌતિક સુખો મળે છે, તેમણે કઈ જાતનાં કર્મો કર્યાં હોય તો તે મળે ?

**દાદાશ્રી :** આ કોઈ દુઃખી થતું હોય એમને સુખ આપે, તેનાથી પુણ્યૈ બંધાય અને પરિણામે એવું સુખ આપણને મળે. કોઈને દુઃખ આપો

તો તમને દુઃખ મળે. તમને પસંદ આવે તે આપજો.

બે જાતની પુણ્યૈ. એક પુણ્યૈથી ભૌતિક સુખ મળે અને બીજી એક એવા પ્રકારની પુણ્યૈ છે કે જે આપણને 'સચ્ચી આઝાદી' પ્રાપ્ત કરાવે.

## એ બન્ને ગણાય કર્મ જ !

**પ્રશ્નકર્તા** : પાપ અને કર્મ એક જ કે જુદા ?

**દાદાશ્રી :** પુણ્ય અને પાપ બન્નેય કર્મ કહેવાય. પણ પુણ્યનું કર્મ કૈડે નહીં ને પાપનું કર્મ આપણા ધાર્યા પ્રમાણે થવા ના દે ને કૈડે.

જ્યાં સુધી એવી માન્યતા છે કે 'હું ચંદુલાલ છું', ત્યાં સુધી કર્મ બંધાયા જ કરે. કર્મ બે પ્રકારનાં બંધાય. પુણ્ય કરે તો સદ્‌ભાવનાં કર્મ બાંધે અને પાપ કરે તો દુર્ભાવનાં કર્મ બાંધે. જ્યાં સુધી હકનું અને અણહકનું વિભાજન થયું નથી ત્યાં સુધી લોકોનું જુએ એવું એ ય ઊંધું શીખી જાય છે. મનમાં હોય જુદું, વાણીમાં કંઈ તૃતીયમ્ જ બોલે અને વર્તનમાં તો ઓર જ જાતનું હોય. એટલે નર્યાં પાપ બંધાય. એટલે અત્યારે લોકોને પાપની જ કમાણી છે.

## પુણ્ય-પાપ, એ વ્યવહાર ધર્મ !

**પ્રશ્નકર્તા** : તો પુણ્ય અને ધર્મમાં શું ફેર છે ?

**દાદાશ્રી :** પુણ્ય એ વ્યવહાર ધર્મ છે, સાચો ધર્મ નથી. વ્યવહાર ધર્મ એટલે પોતાને સુખી થવા માટે. પુણ્ય એટલે ક્રેડિટ. આપણે સુખી થવાય, ક્રેડિટ હોય તો આપણે નિરાંતે રહીએ અને તો સારી રીતે ધર્મ થાય. અને પાપ એટલે ડેબીટ. પુણ્ય ના હોય, ક્રેડિટ ના હોય તો આપણે ધર્મ કરીએ શી રીતે ? ક્રેડિટ હોય તો એક બાજુ શાંતિ રહે, તો આપણે ધર્મ કરી શકીએ.

**પ્રશ્નકર્તા** : કયાં કર્મ કરવાથી પુણ્ય થાય અને કયાં કર્મ કરવાથી ધર્મ થાય ?

**દાદાશ્રી :** આપણે આ તમામ જીવો, મનુષ્યો, ઝાડ-પાન, ગાયો-ભેંસો પછી ખેચર, ભૂચર, જલચર એ બધા જ જીવો સુખ ખોળે છે. અને

દુઃખ કોઈને ગમતું નથી. માટે તમારી પાસે જે કંઈ સુખ હોય, તે બીજા લોકોને તમે આપો તો તમારે ખાતે ક્રેડિટ થાય, પુણ્ય બંધાય અને બીજાને દુઃખ આપો, તો પાપ બંધાય.

**પ્રશ્નકર્તા** : તો ધર્મ કોને કહેવાય ?

**દાદાશ્રી :** ધર્મ એટલે આત્મધર્મ. આત્માનો પોતાનો ધર્મ. પાપ અને પુણ્ય બેઉ અહંકારનો ધર્મ છે. અહંકાર હોય ત્યાં સુધી પાપ અને પુણ્ય હોય. અહંકાર જાય એટલે પાપ અને પુણ્ય જાય, તો આત્મધર્મ થાય. આત્માને જાણવો પડે તો જ આત્મધર્મ થાય.

## પુણ્ય-પાપથી પર, રિયલ ધર્મ !

રિલેટિવ ધર્મો શું કહે છે ? સારું કરો અને ખોટું ના કરશો. સારું કરવાથી પુણ્ય બંધાય અને ખોટું કરવાથી પાપ બંધાય.

આખી જિંદગીનો ચોપડો એકલા પુણ્યથી કંઈ ના ભરાય. કોઈને ગાળ આપી તો પાંચ રૂપિયા ઉધરે અને ધર્મ કર્યો તો સો રૂપિયા જમે થાય. પાપ-પુણ્યની બાદબાકી થતી નથી. જો તેમ થતી હોય તો તો આ કરોડાધિપતિઓ પાપ જમે થવા જ ના દે. પૈસા ખર્ચીને ઉધારી ઉડાવી દે. પણ આ તો અસલ ન્યાય છે. તેમાં તો જે વખતે જેનો ઉદય આવે ત્યારે તે વેઠવું પડે. પુણ્યથી સુખ મળે અને પાપનાં ફળનો ઉદય આવે ત્યારે કડવું લાગે. ફળ તો બંનેય ચાખવાં જ પડે.

ભગવાન શું કહે છે કે, તને જે ફળ ચાખવાનું પોષાતું હોય, તેનું બીજ વાવજે. સુખ પોષાતું હોય તો પુણ્યનું ને દુઃખ પોષાતું હોય તો પાપનું બી વાવજે, પણ બંને રિલેટિવ ધર્મ જ છે, રિયલ નથી.

રિયલ ધર્મમાં, આત્મધર્મમાં તો પુણ્ય અને પાપ બંનેથી મુક્તિ જોઈએ. રિલેટિવ ધર્મોથી ભૌતિક સુખો મળે અને મોક્ષભણી પ્રયાણ થાય, જ્યારે રીયલ ધર્મથી મોક્ષ મળે. અહીં 'અમારી' પાસે રિયલ ધર્મ છે. તેનાથી સીધો જ મોક્ષ મળી જાય. અહીં જ મોક્ષસુખ વર્તે. અહીં જ આધિ, વ્યાધિ અને ઉપાધિથી મુક્તિ મળી જાય ને નિરંતર સમાધિ રહ્યા કરે. નિરાકુળતા ઉત્પન્ન થાય. અહીં તો આત્મા અને પરમાત્માની વાતો થાય.

## પરમાણુ ફળે સ્વયં સુખ-દુઃખમાં !

**પ્રશ્નકર્તા** : પાપ અને પુણ્ય એના વિભાગ કોણે પાડેલા ?

**દાદાશ્રી :** કોઈએ પાડ્યા નથી.

**પ્રશ્નકર્તા** : આ પાપ છે, આ પુણ્ય છે એ બધું, બુદ્ધિ કહે છે, આત્માને તો પાપ-પુણ્ય કશું છે જ નહીં ને ?

**દાદાશ્રી :** ના, આત્માને નથી. સામાને દુઃખ થાય એવી વાણી આપણે બોલીએને, ત્યારે તે વાણી જ પોતે પરમાણુને ખેંચે છે. એ પરમાણુને દુઃખનો રંગ લાગી જાય છે, પછી એ પરમાણુ જ્યારે ફળ આપવા માંડે ત્યારે દુઃખ જ આપે એ. બીજી વચ્ચે કોઈની ઘાલમેલ છે નહીં.

## એમાં જવાબદારી કોની ?

**પ્રશ્નકર્તા** : એક જણને પૈસા અને એક જણને ગરીબી એ કેવી રીતે આવે છે, મનુષ્યમાં જ બધા જન્મે છે તો ય ?

**દાદાશ્રી :** એ છે તે આપણો જે આ જન્મ થાય છે ને, તે ઈફેક્ટ હોય છે. ઈફેક્ટ એટલે ગયા અવતારમાં જે કોઝીઝ છે તેનું આ ફળ છે. એટલે જેટલી પુણ્યૈ હોય, એ પુણ્યમાં શું શું થાય ? ત્યારે કહે, એમાં સંજોગો બધા સારા મળી આવે તો મદદ જ કર્યા કરે. બંગલો બાંધવો હોય તો બંગલો બંધાય, મોટર મળે ! અને પાપ એ સંજોગો ખરાબ લાવી અને બંગલો હરાજી કરાવડાવે. એટલે આપણા જ કર્મનું ફળ છે. એમાં ભગવાનની કંઈ ડખલ છે નહીં ! યુ આર હોલ એન્ડ સૉલ રિસ્પોન્સિબલ ઓફ યોર લાઈફ ! એક લાઈફ નહીં, કેટલીયે લાઈફ માટે ભગવાનની ડખલ છે નહીં આમાં ! વગર કામના લોકો ભગવાનની પાછળ પડ્યા છે.

## પ્રકારો, પુણ્ય-પાપના !

જગતમાં આત્મા ને પરમાણુ બે જ છે. કોઈને શાંતિ આપી હોય, સુખ આપ્યું હોય તો પુણ્યના પરમાણુ ભેગા થાય ને કોઈને દુઃખ આપ્યું હોય તો પાપના પરમાણુ ભેગા થાય. પછી એ જ કરડે. ઈચ્છા મુજબ થાય છે તે પુણ્ય અને ઈચ્છા વિરુદ્ધ થાય છે તે પાપ. પાપ બે પ્રકારનાં,

એક પાપાનુબંધી પાપ, બીજું એક પુણ્યનુંબંધી પાપ અને પુણ્ય બે પ્રકારનાં એક પાપાનુંબંધી પુણ્ય, બીજું પુણ્યાનુબંધી પુણ્ય.

## પાપાનુબંધી પાપ !

પાપાનુબંધી પાપ એટલે અત્યારે પાપ ભોગવે છે અને પાછો અનુબંધ પાપનો નવો બાંધે છે. કોઈને દુઃખ આપે છે ને પાછો ખુશ થાય છે.

## પુણ્યાનુબંધી પાપ !

પછી પુણ્યાનુબંધી પાપ એટલે પૂર્વના પાપને લીધે અત્યારે દુઃખ (પાપ) ભોગવે છે પણ નીતિથી અને સારા સંસ્કારથી અનુબંધ પુણ્યનો બાંધે છે.

**પ્રશ્નકર્તા** : તો દુઃખ ઉપકારી છેને ?

**દાદાશ્રી :** ના, જેને 'હું શુદ્ધાત્મા છું' એવું ભાન થઈ ગયું છે એને દુઃખ ઉપકારી છે, નહીં તો દુઃખમાંથી દુઃખ જ જન્મે. દુઃખમાં ભાવ તો દુઃખના જ આવે. અત્યારે પુણ્યાનુબંધી પાપવાળા જીવો ઓછા છે. છે ખરા પણ એમને પણ દુષમકાળ નડે છે. કારણ કે આ પાપ નડે છે. પાપ એટલે શું કે સંસારવ્યવહાર ચલાવવામાં અડચણો પડે, એનું નામ પાપ કહેવાય. એટલે બેન્કમાં વધવાની તો વાત ક્યાં ગઈ પણ આ રોજનો વ્યવહાર ચલાવવામાં પણ કંઈકને કંઈક અડચણ પડ્યા કરે છે. આ અડચણો પડે છે છતાંય દેરાસર જાય, વિચારો ધર્મના આવે, એને પુણ્યાનુબંધી પાપ કહ્યું છે. પુણ્ય બાંધશે પણ આ દુષમકાળ એવો છે ને કે આ પાપથી જરા મુશ્કેલીઓ આવે છે એટલે ખરેખરું જોઈએ એવી પુણ્યૈ બંધાય નહીં. અત્યારે તો ચેપ અડી જ જાય છેને ! બહાર જોડો કાઢ્યો હોયને તો બીજાને પૂછે કે કેમ ભાઈ, જોડો અહીં કાઢ્યો છે ? ત્યારે પેલો કહેશે કે પેણેથી જોડા લઈ જાય છે એટલે અહીં કાઢ્યો છે. એટલે આપણા મનમાં ય વિચાર આવે કે પેણેથી લઈ જાય છે. એટલે દર્શન વખતે પણ ચિત્ત બરોબર રહે નહીંને !

## પાપાનુબંધી પુણ્ય !

પૂર્વના પુણ્યથી આજે સુખ ભોગવે છે, પણ ભયંકર પાપના અનુબંધ

બાંધે છે. અત્યારે બધે પાપાનુબંધી પુણ્ય છે. કોઈ શેઠને એવો બંગલો હોય ત્યારે સુખેથી બંગલે ના રહી શકે. શેઠ આખો દિવસ પૈસાને માટે બહાર હોય. જ્યારે શેઠાણી મોહબજારમાં સુંદર સાડી પાછળ હોય ને શેઠની દીકરી મોટર લઈને ફરવા નીકળી હોય. નોકર એકલા ઘેર હોય અને આખો બંગલો ભેલાઈ જાય. બધું પુણ્યના આધારે બંગલો મળ્યો, મોટર મળી, ફ્રીજ મળ્યું. એવું પુણ્ય હોવા છતાં પાપનો અનુબંધ બાંધે તેવાં કરતૂત હોય. લોભ-મોહમાં સમય જાય અને ભોગવી પણ ના શકે. પાપાનુબંધી પુણ્યવાળા લોકો તો વિષયોની લૂંટબાજી જ કરે છે.

એટલે તો બંગલા છે, મોટરો છે, વાઈફ છે, છોકરાં છે, બધું છે પણ આખો દહાડો હાય, હાય, હાય, હાય, પૈસા ક્યાંથી લાવું ? તે આખો દહાડો નર્યાં પાપ જ બાંધ્યા કરે. આ ભવમાં પુણ્ય ભોગવે છે અને આવતા ભવનું પાપ બાંધી રહ્યો છે. આખો દહાડો દોડધામ દોડધામ અને કેવું ? બાય (ખરીદો), બોરો (ઉધાર લો) એન્ડ સ્ટીલ (અને ચોરી લો). કોઈ કાયદો નહીં. બાય તો બાય, નહીં તો બોરો, નહીં તો સ્ટીલ. કોઈ પણ રસ્તે એ હિતકારી ના કહેવાય.

અત્યારે તમારા શહેરમાં આજુબાજુ પુણ્ય બહુ મોટું દેખાય છે. એ બધું પાપાનુબંધી પુણ્ય છે. એટલે પુણ્ય છે, બંગલા છે, મોટરો છે, ઘેર બધે સગવડ છે, એ બધું પુણ્યના આધારે છે, પણ એ પુણ્ય કેવું છે ? એ પુણ્યમાંથી વિચાર ખરાબ આવે છે, કે કોનું લઈ લઉં ? ક્યાંથી લૂંટી લઉં ? ક્યાંથી ભેગું કરું ? કોનું ભોગવી લઉં ? એટલે અણહકની ભોગવવાની તૈયારીઓ હોય, અણહકની લક્ષ્મી ય પડાવી લે, એ પાપાનુબંધી પુણ્યૈ ! મનુષ્યપણું એટલે મોક્ષે જવાનો ટાઈમ મળ્યો હોય ત્યારે આ તો ભેળું કરવામાં પડ્યો હોય, એ પાપાનુબંધી પુણ્ય છે. એમાં પાપ જ બંધાયા કરે. એટલે એ રખડાવી મારે એવું પુણ્ય છે.

કેટલાક લોકો તો નાના સ્ટેટના ઠાકોર હોયને એવી જાહોજલાલીથી જીવે છે. કરોડો રૂપિયાના ફ્લેટમાં રહે છે. પણ જ્ઞાનીઓ શું જોતા હશે ? જ્ઞાનીઓને કરુણા આવે બિચારાને માટે ! જેટલી કરુણા બોરીવલીવાળા ઉપર ના આવે એટલી કરુણા આમની ઉપર આવે. શાથી એમ ?

**પ્રશ્નકર્તા** : કારણ કે આ તો પાપાનુબંધી પુણ્ય છે એટલે.

**દાદાશ્રી :** પાપાનુબંધી પુણ્ય તો છે, પણ ઓહોહો ! આ લોકોની બરફ જેવી પુણ્યૈ છે. જેમ બરફ ઓગળે એમ નિરંતર ઓગળ્યા જ કરે છે, એ જ્ઞાનીઓને દેખાય કે આ ઓગળી રહી છે ! માછલાં તરફડે એમ તરફડી રહ્યા છે ! એના કરતાં બોરીવલીવાળાની પાણી જેવી પુણ્યૈ, તે વળી ઓગળવાનું શું રહ્યું ? આ તો ઓગળી રહી છે.

એમને ખબર નથી ભોગવનારાને અને તે બધો કઢાપો-અજંપો, ભોગવવાનું રહ્યું છે જ ક્યાં ? અત્યારે આ કળિયુગમાં ભોગવવાનું શેનું આ ? આ તો કદરૂપું દેખાય ઊલટું. આજથી સાઈઠ વર્ષ ઉપર જે રૂપ હતું એવું તો રૂપ જ નથી અત્યારે. શાંતિનું મુંબઈ હતું.

હવે એ રૂપ જ નથી. સાઈઠ વર્ષ ઉપર તો મરીનલાઈન્સ રહ્યા હોય ને તો દેવગતિ જેવું લાગે. અત્યારે તો બેબાકળા દેખાય છે ત્યાં ! આખો દહાડો અકળાયેલો ને મુઝાયલો એવા તેવા માણસ દેખાય છે. તે દહાડે તો સવારના પહોરમાં બેસીને પેપર વાંચતા હોય ત્યારે બધા દેવલોકો પેપર વાંચતા હોય એવું લાગે. કઢાપો નહીં, અજંપો નહીં. સવારના પહોરમાં મુંબઈ સમાચાર આવ્યું હોય, બીજા પેપર હતાં પણ એનાં નામ અલોપ થઈ ગયાં બધાં. હું ય મરીન લાઈન્સ ઉતરતો હતો. પણ લોકોને તો શાંતિ બહુ તે વખતે ! આટલી હાય હાય નહીં. આટલો લોભ નહીં, આટલો મોહ નહીં, આટલી તૃષ્ણા નહીં અને ચોખ્ખા ઘીની તો શંકા જ ના કરવી પડે. શંકા જ ના આવે. અત્યારે તો ચોખ્ખું લેવા જાય તો ય ના મળે.

મલબાર હિલ જેવડું પુણ્ય હોય પણ બરફના ડુંગર છે એ પુણ્ય. મોટો મલબાર હિલ જેવડો બરફ હોય પણ તે દહાડે દહાડે શું થયા કરવાનું ? ચોવીસે કલાક ઓગળ્યા જ કરે નિરંતર. પણ એને પોતાને ખબર નથી આ મલબાર હિલમાં કે આ બધે રહેનારા લોકોને, ટોપ કલાસના લોકોને ખબર નથી કે આપણું શું થઈ રહ્યું છે ? દિન-રાત પુણ્યૈ ઓગળ્યા જ કરે છે આ તો કરુણા ખાવા જેવા હાલ છે ! અહીંથી શું ખાતાં ખાતાં, શું ખાવું પડશે, એ ખબર નથી તેથી આ બધું ચાલે

છે. પાપાનુબંધી પુણ્ય છે. આખો દહાડો ય હાય પૈસા, હાય પૈસા ! કંઈથી પૈસા ભેગા કરું, આખો એમાં જ તાનમાં ને તાનમાં, કંઈથી વિષયોનું સુખ ભોગવી લઉં, કંઈ આમ કરું, તેમ કરું, પૈસા ! હાય, હાય, હાય, હાય. અને જો મોટા મોટા ડુંગર પુણ્યના ઓગળવા માંડ્યા છે. એ પુણ્ય ખલાસ થઈ જવાનું, પાછા હતા તે બે હાથે ખાલી ને ખાલી. પછી ચાર પગમાં જઈને ઠેકાણું નહીં પડે. એટલે જ્ઞાનીઓ કરુણા ખાય કે અરેરેરે ! આ દુઃખોમાંથી છૂટે તો સારું. કંઈક સારો સંજોગ બેસી જાય તો સારું. જો ને આમને સંજોગ સારો બેસી ગયો. આ શેઠ તે ક્યારે ત્યાંથી છૂટે ને અહીં આવી જાય, એવી અમારી ઇચ્છા ખરી પણ કંઈ તાલ ખાતો નથીને અને જેને તાલ ખાય છે તે આવે છે ય ખરા પાછા.

**પ્રશ્નકર્તા** : દાદા, બીજા વાંચનારાઓને મોક્ષની બીજી વાતો ન સમજાય, પણ આ દુઃખની વાતનું તો બહુ સમજાય.

**દાદાશ્રી :** એ તો સમજાય, બધાને સમજાય, આ દીવા જેવી વાત ! બળી, મોક્ષની વાત મેલો છેટે, પણ દુઃખનું નિવારણ તો થયું આજ ! સંસારી દુઃખનો અભાવ તો થયો ! અને એ જ મુક્તિની પહેલી નિશાની. દુઃખમુક્ત થયા સંસારી દુઃખોથી.

## ઓવરડ્રાફ્ટ વાપર્યો એડવાન્સમાં !

ચાર ઘરના માલિક, પણ ઘેર પાંચ રૂપિયા ના હોય ને ભાવનગરના રાજા જેવો રોફ હોય ! ત્યારે એ અહંકારને શું કરવાનો ?

**પ્રશ્નકર્તા** : દાદા, પણ કેટલીક વાર વ્યવહારમાં એવું બને છે કે માણસ આવું બધું રાખે છેને, એને એવું મળી આવે છે.

**દાદાશ્રી :** મળી આવે પણ બધા પાપ બાંધીને મળી આવે છે. એનો નિયમ જ એવો છે, બધું તારું ખર્ચીને, તારું કાઉન્ટર વેઈટ મૂકીને તું આ લે અને આજે હોય નહીં તો ઓવરડ્રાફ્ટ લે. એ ઓવરડ્રાફ્ટ લઈને પછી મનુષ્યમાંથી જાનવરમાં જ જાય છે. ઠોકાઠોક કરીને લીધેલું કામનું નહીં, એ તો આપણી પુણ્યૈનું સહજ મળેલું હોવું જોઈએ.

એટલે મળી રહે છે પણ બધા ઓવરડ્રાફ્ટ લે છે. મનમાં ચોરીના

વિચારો ખસતા નથી, જૂઠના વિચારો, કપટના વિચારો ખસતા નથી, પ્રપંચના વિચારો ખસતા નથી. પછી શું, નર્યું પાપ જ બંધાયા કરે ને ? આ તો બધું ના હોવું જોઈએ, મળી જાય તો પણ ! એટલા માટે હું તો ભેખ (સંન્યાસ) લેવા તૈયાર હતો કે આમ જો દોષ બંધાતા હોય તો ભેખ લેવો સારો. નર્યું ભયંકર ઉપાધિઓ, આટલા તાપમાં બફાયા ! અજ્ઞાનતામાં તો બહુ સમજણવાળો માણસ, એક કલાક જે બફાય છે, એ બફારાને લઈને મનમાં એમ થાય કે બળ્યું, હવે કશું જોઈતું નથી. જાડી બુદ્ધિવાળાને બફારો ઓછો સમજણ પડે, પણ સૂક્ષ્મ બુદ્ધિવાળાને બફારો સહન કેમ કરીને થાય ? એ તો અજાયબી છે !

## પુણ્યાનુબંધી પુણ્ય !

એક પુણ્ય રખડાવી ના મારે એવું હોય છે, તે પુણ્ય આ કાળમાં બહુ જ જૂજ હોય અને તે હજુ થોડા વખત પછી ખલાસ થઈ જશે. એ પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે. જે પુણ્યનાં કર્મ કરીએ, સારાં કર્મ અને તેમાં સાંસારિક હેતુ ના હોય, સાંસારિક કોઈ પણ ઈચ્છા ના હોય, તે વખતે જે પુણ્ય બાંધીએ એ પુણ્યાનુબંધી પુણ્ય.

પુણ્ય ભોગવે ને સાથે આત્મકલ્યાણ અર્થે અભ્યાસ, ક્રિયા કરે. પુણ્ય ભોગવે ને નવું પુણ્ય બાંધે, જેથી અભ્યુદયથી મોક્ષફળ મળે. પુણ્યાનુબંધી પુણ્ય કોને કહેવાય ? કે જે આજ પુણ્ય હોય છે, મસ્ત સુખ ભોગવતાં હોઈએ, કોઈ અડચણ પડતી ના હોય અને પછી પાછું ધર્મનું ને ધર્મનું, આખો દિવસ કર્યા કરે એ પુણ્યાનુબંધી પુણ્ય. એવા વિચાર આવે ને ધર્મના ને ધર્મના, સત્સંગમાં રહેવાના જ વિચાર આવે. અને જે પુણ્યથી સુખસગવડો બહુ ના હોય, પણ વિચારો ઊંચા આવે કે કેમ કરીને કોઈને દુઃખ ના થાય એવું વર્તન કરું, ભલે પોતાને થોડી અડચણ પડતી હોય, તેનો વાંધો નહીં. પણ કોઈને ઉપાધિમાં ના મૂકું એ પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય એટલે નવા અનુબંધ પણ પુણ્યનાં થાય.

**પ્રશ્નકર્તા** : પુણ્યાનુબંધી પુણ્યનો દાખલો આપો.

**દાદાશ્રી :** આજે કોઈ માણસને મોટર-બંગલા બધાં સાધનો છે, સ્ત્રી સારી, છોકરાં સારાં, નોકરો સારા, એ જે સારું મળ્યું છે તેને શું

કહેવાય ? લોકો કહે કે, 'પુણ્યશાળી છે.' હવે એ પુણ્યશાળી શું કરી રહ્યો છે, તે આપણે જોઈએ તો આખો દહાડો સાધુસંતોની સેવા કરતો હોય, બીજાની સેવા કરતો હોય અને મોક્ષ માટે તૈયારી કરતો હોય. એવું તેવું કરતાં કરતાં એને મોક્ષનું સાધને ય મળી આવે. અત્યારે પુણ્ય છે અને નવું પુણ્ય બાંધે છે અને ઓછું પુણ્ય મળે પણ વિચાર પાછા તેના તે જ આવે, 'મોક્ષે જવું છે' એ પુણ્યાનુબંધી પુણ્ય. આ તમે મને ભેગા થયા એ તમારું કંઈ પુણ્યાનુબંધી પુણ્ય હશે ને, તેના આધારે ભેગા થયા. જરાક અમથો છાંટો પડી ગયો હશે, નહીં તો ભેગા જ ના થવાય.

બધાં હઠથી કરેલાં કામ, હઠાગ્રહી તપ, હઠાગ્રહી ક્રિયા એથી પાપાનુબંધી પુણ્ય બંધાય. જ્યારે સમજીને કરેલું તપ, ક્રિયાઓ, પોતાના આત્મકલ્યાણ હેતુસર કરેલાં કર્મોથી પુણ્યાનુબંધી પુણ્ય બંધાય ને કો'ક કાળે જ્ઞાની પુરુષ ભેગા થઈ જાય ને મોક્ષે જાય.

## બન્ને દૃષ્ટિઓ જુદી જુદી !

**પ્રશ્નકર્તા** : ચાલુ સમયમાં સામાન્ય માણસને એમ લાગે છે કે ખરાબ રસ્તે અથવા ખરાબ કર્મો દ્વારા જ ભૌતિક સુખ અને સગવડતાઓ મળે છે એટલે એમનો કુદરતી ન્યાય ઉપરથી વિશ્વાસ ઉડતો જાય છે અને ખરાબ કર્મો કરવા પ્રેરાય છે.

**દાદાશ્રી :** હા, એ બધું સામાન્ય માણસને એમ લાગે છે. ખરાબ રસ્તે અથવા ખરાબ કર્મો દ્વારા જ ભૌતિક સુખ-સગવડતા મળે છે, એ આ કળિયુગ છે ને દુષમકાળ છેને એટલે. લોકોને, ભૌતિક સુખો અને સગવડતાઓ એ પુણ્ય સિવાય મળે નહીં, કોઈ પણ સગવડતા પુણ્ય સિવાય મળે નહીં. એક પણ રૂપિયો પુણ્ય સિવાય હાથમાં આવે નહીં.

પાપાનુબંધી પુણ્ય અને એક પુણ્યાનુબંધી પુણ્ય, એ બેને ઓળખવામાં આપણી સમજણશક્તિ જોઈએ.

એટલે પોતે ભોગવે છે શું ? પુણ્ય, છતાં શું બાંધી રહ્યો છે ? પાપને બાંધી રહ્યો છે. એટલે આપણને એમ લાગે કે આવાં પાપનાં ખરાબ કર્મ કરે છે અને ભોગવટો શી રીતે સુખનો છે ? નહીં, ભોગવે છે એ

તો પુણ્યનું છે, ખોટું નથી. કોઈ દા'ડો પાપનું ફળ સુખનો ભોગવટો ના હોય. આ તો નવેસર એની આવતી જિન્દગી ખલાસ કરી રહ્યો છે. એટલે તમને એમ લાગે કે આ માણસ આમ કેમ કરી રહ્યો છે ?

અને પછી કુદરત એને હેલ્પે ય આપે. કારણ કે કુદરત એને નીચે લઈ જવાની છે, અધોગતિમાં એટલે એને હેલ્પ આપે. અને નવો ચોર હોય ને આજે ગજવામાં હાથ ઘાલ્યો હોય, તો એને પકડાવી દેવડાવે કે ભઈ ના, આમાં પડી જશે તો નીચે જતો રહેશે. નવા ચોરને પકડાવી દેવડાવે, શાથી ? ઊર્ધ્વગતિમાં લઈ જવાનો છે અને પેલો રીઢો ચોર છે, એને જવા દે. નીચલી ગતિમાં જાવ, બહુ માર ખાવ, થતો ચોર નવો હોય તો પકડાઈ જાય કે ના પકડાઈ જાય ?

**પ્રશ્નકર્તા** : પકડાઈ જાય.

**દાદાશ્રી :** હા, અને પેલા પકડાય નહીં પાછા. સરકાર આમ કરે, તેમ કરે, બધાને કશામાં ય પકડાય નહીં. એ કોઈની જાળમાં જ ના આવે, બધાને વેચી ખાય એવા છે ! કેટલાક કહે છે ને, ઈન્કમટેક્ષવાળાને ઓટીઓમાં ઘાલીને ફરું છું. એની જોખમદારી પર બોલે છે ને ! આ બધી ક્રિયા એની જોખમદારી પર કરે છે ને ? કંઈ આપણી જોખમદારી પર છે ?

## પાપાનુબંધી પુણ્યની લક્ષ્મી !

પાપાનુબંધી પુણ્યની લક્ષ્મી એટલે કઈ ? એ લક્ષ્મી આવે ત્યારે પછી આ કંઈથી લઈ લેવું, કોનું લાવવું, અણહક્કનું ભોગવી લઉં, અણહક્કનું પડાવી લેવું, એ બધા પાશવતાના વિચારો આવે. કોઈને મદદ કરવાનો વિચાર તો નામે ય ના આવે. અને તે ય ધર્માદા કરેને તે ય નામ કાઢવા માટે, કઈ રીતે હું નામના લઉં ? બાકી, કોઈના દિલ ઠારે નહીં. અહીં દિલ ઠરે જ્ઞાની પુરુષની હાજરીમાં. આખી રાત દિલ ઠર્યા કરે અને દિલ ઠરે એ તો પાંચ-પાંચ લાખ રૂપિયા આપ્યા બરોબર છે, એક એક માણસને. તો ય દિલ ઠરે નહીં હંમેશાં. રૂપિયા આપવાથી ઊલટું ઉપાધિ થાય.

માટે એ પાપાનુબંધી પુણ્ય છે, એમનાથી અહીં અવાય જ નહીં.

એટલે આપણે ત્યાં એવા લક્ષ્મીપતિઓથી અવાય નહીં. અહીં તો પુણ્યાનુબંધી પુણ્ય, સાચી લક્ષ્મી હોય, એવા ભેગા થાય. સાચી એટલે બીજું કશું નહીં, આ કાળના હિસાબે તદ્દન સાચી તો હોતી નથી. અમારે ઘેરે ય તદ્દન સાચી નથી પણ આ કાળના હિસાબે આ સારા વિચાર થાય કે આને કેમ કરીને સુખ થાય, કેમ કરીને આને જ્ઞાન પ્રાપ્ત થાય, ધર્મના વિચારો આવે એ સારી લક્ષ્મી કહેવાય. પુણ્યાનુબંધી પુણ્યની લક્ષ્મી કહેવાય. એ પુણ્યાનુબંધી એટલે પુણ્ય છે અને પાછું નવું પુણ્ય બાંધી રહ્યા છે. વિચારો બધા સરસ છે અને પેલાને પુણ્ય હોય, અને વિચારો ખરાબ છે, એટલે શું ભોગવી લઉં, કંઈથી લઈ આવું આખો દહાડો, રાતે હઉં પલંગમાં સૂતો સૂતો ય મશીન ચલાવ્યા કરતો હોય, આખી રાત.

અને પછી એ લોકોને ત્યાં, દર્શન પગલાં કરવા મને બોલાવે છે ત્યાં આગળ મુંબઈમાં. કારણ કે લોક જાણે એટલે દર્શન કરવા ઘેર તેડી જાય. ત્યાં આગળ જઈએ છીએ ત્યારે આમ હોય છે કરોડ રૂપિયાનો માલિક પણ જો આમ મડદાં જ બેસાડી રાખ્યા હોયને, એવા દેખાય આપણને. એ જે' જે' કરે ને ! હું સમજુ કે આ બિચારા મડદાં છે. પછી ત્યાં આગળ જોઉં કોણ કોણ સારા છે ? ત્યાં પેલા નોકરો મળેને, હેય શરીર મજબૂત, લાલ, લાલ... પછી પેલા રસોઈયા મળેને તે તો તૂંમડા જેવા, હાફૂસની કેરી જ જોઈ લો ને ! એટલે હું સમજી જઉં કે આ શેઠિયા લોકો અધોગતિમાં જવાના છે, તે આજ નિશાની થઈ છે.

બત્રીસ ભોજનવાળી થાળી હોય, પણ એને તો ખવાય નહીં. આપણે બધા જોડે જમીએ, પણ શેઠને આપણે કહીએ કેમ તમે નથી જમતા ? ત્યારે કહે, મારે ડાયાબીટીસ છે અને બ્લડપ્રેશર છે.

હવે શેઠને છે તે ડૉક્ટરે કહ્યું હોય કે 'જો બ્લડપ્રેશર છે તમને, ડાયાબીટીસ છે, કશું ખાવા કરવાનું નહીં. બાજરીનો રોટલો અને જરા દહીં ખાજો હં, બીજું કંઈ ખાશો-કરશો નહીં.' અલ્યા ભઈ, અમારે ત્યાં બળદને અમે ખેતરમાં લઈ જઈએ છીએ, તે બળદ ખાતા કેમ નથી, ખેતરમાં છે છતાંય ? ત્યારે કહે, ના, શીકી બાંધેલી છે. અહીં મોઢે બાંધે છેને કશું ? શું કહે છે એને ?

**પ્રશ્નકર્તા** : જાળી.

**દાદાશ્રી :** અમારે ત્યાં શીકી કહે છે એને. તે બાંધેલી હોયને, બિચારાને ખાવું હોય તો ના ખવાય. ડૉક્ટરે કહ્યું હોય કે મરી જશો એટલે... એવી આ લોકોને શીકી બાંધેલી હોય.

એટલે નરી નર્કની વેદના ભોગવી રહ્યા છે. હું બધે શેઠિયાને ત્યાં ગયેલો છું. પછી અહીં આગળ દર્શન કરાવડાવું છું, ત્યારે કંઈ શાંતિ થાય. હું કહું દાદા ભગવાનનું નામ લીધા કરજો. કારણ કે જ્ઞાન તો એમના હિસાબમાં આવતું જ નથી. એને માટે ગોઠવીએ ને તો ભેગું જ થવા નથી દેતું. એટલે મહાદુઃખ છે એ તો.

## પુણ્યશાળી જ ભોગવી જાણે !

લક્ષ્મી માણસને મજૂર બનાવે છે. જો લક્ષ્મી વધુ પડતી આવી એટલે પછી માણસ મજૂર જેવો થઈ જાય. એમની પાસે લક્ષ્મી વધુ છે, પણ જોડેજોડે આ દાનેશ્વરી છે, એટલે સારું છે. નહીં તો મજૂર જ કહેવાયને ! અને આખો દહાડો વૈતરું કર્યા જ કરતો હોય, એને બૈરીની ના પડેલી હોય, છોકરાંની ના પડેલી હોય, કોઈનીય ના પડેલી હોય, લક્ષ્મી એકલીની જ પડેલી હોય. એટલે લક્ષ્મી માણસને ધીમે ધીમે મજૂર બનાવી દે અને પછી પેલી તિર્યંચ ગતિમાં લઈ જાય. કારણ કે પાપાનુબંધી પુણ્ય છેને ! પુણ્યાનુબંધી પુણ્ય હોય તો તો વાંધો નથી. પુણ્યાનુબંધી પુણ્ય કોને કહેવાય કે આખા દિવસમાં અરધો જ કલાક મહેનત કરવી પડે. એ અરધો કલાક મહેનત કરે અને બધું કામ સરળતાથી ધીમે ધીમે ચાલ્યા કરે.

આ જગત તો એવું છે. એમાં ભોગવનારા ય હોય ને મહેનત કરનારા ય હોય, બધું ભેળસેળ હોય. મહેનત કરનારા એમ જાણે કે આ હું કરું છું. એનો એમનામાં અહંકાર હોય. જ્યારે ભોગવનારામાં એ અહંકાર ના હોય. ત્યારે આમને ભોક્તાપણાનો રસ મળે. પેલા મહેનત કરનારાને અહંકારનો ગર્વરસ મળે.

એક શેઠ મને કહે, 'આ મારા છોકરાને કશું કહોને, મહેનત કરવી નથી. નિરાંતે ભોગવે છે.' મેં કહ્યું, 'કશું કહેવા જેવું જ નથી. એ એની

પોતાના ભાગની પુણ્ય ભોગવતો હોય, એમાં આપણે શું કરવા ડખો કરીએ ?' ત્યારે એ મને કહે કે, 'એમને ડાહ્યા નથી કરવા ?' મેં કહ્યું, જગતમાં જે ભોગવે છે એ ડાહ્યો કહેવાય. બહાર નાખી દે એને ગાંડો કહેવાય ને મહેનત કર્યા કરે એ તો મજૂર કહેવાય. પણ મહેનત કરે છે તેને અહંકારનો રસ મળેને ! લાંબો કોટ પહેરીને જાય એટલે લોક 'શેઠ આવ્યા, શેઠ આવ્યા' કરે એટલું જ બસ અને ભોગવનારાને એવી કંઈ શેઠ-બેઠની પડેલી ના હોય. આપણે તો આપણું ભોગવ્યું એટલું સાચું.

અત્યારે છે એ તો લક્ષ્મી જ ના કહેવાય. આ તો પાપાનુબંધી પુણ્યવાળી લક્ષ્મી. તે પુણ્ય એવાં બાંધેલાં કે અજ્ઞાન તપ કરેલાં, તેનું પુણ્ય બંધાયેલું. તેનું ફળ આવ્યું, તેમાં લક્ષ્મી આવી. આ લક્ષ્મી માણસને ગાંડો-ઘેલો બનાવી દે. આને સુખ જ કહેવાય કેમ ? સુખ તો પૈસાનો વિચાર ના આવે, તેનું નામ સુખ. અમને તો વર્ષમાં એકાદ દિવસ વિચાર આવે કે ગજવામાં પૈસા છે કે નહીં.

**પ્રશ્નકર્તા** : બોજારૂપ લાગે ?

**દાદાશ્રી :** ના, બોજો તો અમને હોય જ નહીં. પણ અમને એ વિચાર જ ના હોયને ! શેને માટે વિચાર કરવાના ? બધું આગળ-પાછળ તૈયાર જ હોય છે. જેમ ખાવા-પીવાનું તમારા ટેબલ પર આવે છે કે નથી આવતું ?

## ભોગવટો, રૂપિયાનો કે વેદનીયનો

આ તો જેને ઢેખાળો વાગ્યો તેની જ ભૂલ. ભોગવે તેની ભૂલ એકલું જ નહીં પણ ભોગવવાનું ઇનામ પણ છે. પાપનું ઇનામ મળે તો એ એના બૂરાં કર્તવ્યનો દંડ અને ફૂલાં ચઢે તો એના સારાં કર્તવ્યનું પુણ્યનું ઈનામ, છતાં બંને ભોગવટો જ છે, અશાતાનો અથવા શાતાનો.

કુદરત શું કહે છે ? એણે કેટલા રૂપિયા વાપર્યા એ અમારે ત્યાં જોવાતું નથી. એ તો વેદનીય શું ભોગવી ? શાતા કે અશાતા, એટલું જ અમારે અહીં આગળ જોવાય છે. રૂપિયા નહીં હોય તો ય શાતા ભોગવશે ને રૂપિયા હશે તો ય અશાતા ભોગવશે. એટલે શાતા કે અશાતા વેદનીય ભોગવે છે, તેનો રૂપિયા ઉપર આધાર નથી રહેતો.

## સાચુ નાણું સુખ આપે !

દસ લાખ રૂપિયા બાપે છોકરાને આપ્યા હોય અને બાપો કહેશે કે 'હવે હું આધ્યાત્મિક જીવન જીવું.' ત્યારે હવે એ છોકરો કાયમ દારુમાં, માંસાહારમાં, શેરબજારમાં બધામાં એ પૈસા ખોઈ નાખે. કારણ કે જે પૈસા ખોટે રસ્તે ભેગા થયા છે તે પોતાની પાસે રહે નહીં. આજે તો સાચું નાણું જ - સાચી મહેનતનું જ નાણું રહેતું નથી તો ખોટું નાણું શી રીતે રહે ? એટલે પુણ્યનું નાણું જોઈશે, જેમાં અપ્રમાણિકતા ના હોય. દાનત ચોખ્ખી હોય એવું નાણું હોય તે સુખ આપશે. નહીં તો અત્યારે દુષમકાળનું નાણું એ ય પુણ્યનું જ કહેવાય છે પણ પાપાનુબંધીનું પુણ્યનું, તે નર્યા પાપ જ બંધાવે. એના કરતાં એ લક્ષ્મીજીને કહીએ કે, 'તું આવીશ જ નહીં, એટલેથી જ છેટી રહેજે. એમાં અમારી શોભા સારી છે ને તારી ય શોભા વધશે.' આ બંગલા બંધાય છે એ બધુંય પાપાનુબંધી પુણ્ય ઉઘાડું દેખાય છે. એમાં અહીં કો'ક હશે, હજારે એકાદ માણસ કે જેની પુણ્યાનુબંધી પુણ્ય હોય. બાકી, આ બધી પાપાનુબંધી પુણ્યૈ છે. આટલી લક્ષ્મી તો હોતી હશે કોઈ દહાડોય ? નર્યું પાપ જ બાંધે છે, આ તો તિર્યંચની રિટર્ન ટિકિટ લઈને આવેલા છે.

એક મિનિટ પણ રહેવાય નહીં એવો આ સંસાર, જબરદસ્ત પુણ્યૈ હોય છે તો પણ મહીં અંતરદાહ શમતો નથી, અંતરદાહ નિરંતર બળ્યા જ કરતો હોય છે. અંતરદાહ શાથી હોય ? અંતરદાહ પાપ-પુણ્યને આધીન નથી. અંતરદાહ 'રોંગ બિલિફ'ને આધીન છે. ચોગરદમથી બધા ફર્સ્ટકલાસ સંયોગો હોય તો પણ અંતરદાહ ચાલુ જ હોય. તે હવે કેમ મટે ? પુણ્ય પણ છેવટે ખલાસ થઈ જાય. દુનિયાનો નિયમ છે કે પુણ્ય ખલાસ થાય. એટલે શું થાય ? પાપનો ઉદય થાય. આ તો અંતરદાહ છે ને પાપના ઉદય વખતે બહારનો દાહ ઊભો થશે. તે ઘડીએ તારી શી દશા થશે ? માટે ચેતો, એમ ભગવાન કહે છે.

## પુણ્યથી જ પ્રાપ્ત પૈસો !

**પ્રશ્નકર્તા** : અત્યારે તો પાપી પાસે જ પૈસો છે.

**દાદાશ્રી :** પાપી પાસે નથી. હું આપને સમજાવું બરોબર. તમે મારી

વાત સમજો એક વખત કે પુણ્ય વગર તો રૂપિયો આપણને અડે નહીં. કાળા બજારનો ય ના અડે કે ધોળા બજારનો ય ના અડે. પુણ્ય વગર તો ચોરીનો ય પૈસો આપણને ના અડે. પણ એ પાપાનુબંધી પુણ્ય છે. તમે કહો છો તે પાપ, તે છેવટે પાપમાં જ લઈ જાય છે. એ પુણ્ય જ અધોગતિમાં લઈ જાય છે.

ખરાબ પૈસો આવે એટલે ખરાબ વિચાર આવે કે કોનું ભોગવી લઉં, આખો દહાડો ભેળસેળ કરવાના વિચાર આવે, એ અધોગતિમાં જાય છે. પુણ્ય ભોગવતો નથી ને અધોગતિમાં જાય છે. એના કરતાં પુણ્યાનુબંધી પાપ સારું કે આજ જરા શાક લાવવામાં અડચણ પડે પણ આખો દહાડો ભગવાનનું નામ તો લેવાય અને પુણ્યાનુબંધી પુણ્ય હોય, તે પુણ્ય ભોગવે અને નવું પુણ્ય ઊભું થાય.

## ...તો તો પરભવનું ય બગડે !

**પ્રશ્નકર્તા** : આજનો ટાઈમ એવો છે કે માણસ પોતાના બે છેડા પૂરા કરી શકતો નથી. એ પૂરા કરવા એને સાચું-ખોટું કરવું પડતું હોય, તો એ કરી શકાય ?

**દાદાશ્રી :** એ તો એવું છેને, કે દેવું કરીને ઘી પીધા જેવું છે. એના જેવો એ વેપાર છે. આ ખોટા કરેલાથી તો અત્યારે ખૂટે છે, અત્યારે ખૂટે છે એનું શું કારણ ? એ પાપ છે તેથી આજે ખૂટે છે. શાક નથી, બીજું નથી. છતાં હવે જો સારા વિચાર આવતા હોય, ધર્મમાં-દેરાસર જવાના, ઉપાશ્રય જવાના, કંઈક સેવા કરવાના, એવા વિચાર આવતા હોય તો આજે પાપ છે, છતાંય એ પુણ્ય બાંધી રહ્યો છે. પણ પાપ હોય ને ફરી પાપ બાંધીએ એવું ના થવું જોઈએ. પાપ હોય, ખૂટતું હોય ને એવું ઊંધું કરીએ તો પછી આપણી પાસે રહ્યું શું ?

## એ અક્કલનું કે મહેનતનું ઉપાર્જન ?

વાત તો સમજવી પડશેને ? આમ ક્યાં સુધી પોલંપોલ ચાલશે ? ને ઉપાધિ ગમતી તો છે નહીં. આ મનુષ્યદેહ ઉપાધિથી મુક્ત થવા માટેનો છે. ખાલી પૈસા કમાવા માટે નથી. પૈસા શેનાથી કમાતા હશે ? મહેનતથી કમાતા હશે કે બુદ્ધિથી ?

**પ્રશ્નકર્તા** : બંનેથી.

**દાદાશ્રી :** જો પૈસા મહેનતથી કમાતા હોય તો આ મજૂરોની પાસે ઘણા બધા પૈસા હોય. કારણ કે આ મજૂરો જ વધારે મહેનત કરે છેને ! અને પૈસા બુદ્ધિથી કમાતા હોય તો આ બધા પંડિતો છે જ ને ! પણ તે એમને તો પાછળ ચંપલ અડધું ઘસાઈ ગયેલું હોય છે. પૈસા કમાવા એ બુદ્ધિના ખેલ નથી કે મહેનતનું ફળ નથી. એ તો તમે પૂર્વે પુણ્ય કરેલું છે, તેના ફળરૂપે તમને મળે છે અને ખોટ એ પાપ કરેલું, તેના ફળરૂપે છે. પુણ્યને અને પાપને આધીન લક્ષ્મી છે. એટલે લક્ષ્મી જો જોઈતી હોય તો આપણે પુણ્ય-પાપનું ધ્યાન રાખવું જોઈએ.

ભૂલેશ્વરમાં અર્ધા ચપ્પલ ઘસાયેલા બધા બહુ માણસો અક્કલવાળા છે. કોઈ માણસ મહિને પાંચસો કમાય છે, કોઈ સાતસો કમાય છે, કોઈ અગિયારસો કમાય છે. કૂદાકૂદ કરી મેલે છે કે અગિયાર સો કમાઉં છું અરે, પણ તારું ચંપલ તો અર્ધું ને અર્ધું જ છે. જો અક્કલનાં કારખાનાં ! અને કમઅક્કલના બહુ કમાય છે. અક્કલવાળો પાસા નાખે તો છતા પડે કે મૂરખ માણસના પાસા છતા પડે ?

**પ્રશ્નકર્તા** : જેની પુણ્ય એના છતા પડે.

**દાદાશ્રી :** બસ, એમાં તો અક્કલ ચાલે જ નહીંને ! અક્કલવાળાનું તો ઊલટું ઊંધું થાય. અક્કલ તો એને દુઃખમાં હેલ્પ કરે છે. દુઃખમાં કેમ કરીને સમોવડિયું કરી લેવું, એવી એને હેલ્પ કરે છે.

## અક્કલ મુનીમની ને પુણ્યૈ શેઠની !

લક્ષ્મીજી શાથી આવે છે અને શાથી જાય છે તે અમે જાણીએ છીએ. લક્ષ્મીજી મહેનતથી આવતી નથી કે અક્કલથી કે ટ્રિકો વાપરવાથી આવતી નથી. લક્ષ્મી શેનાથી કમાવાય છે ? જો સીધી રીતે કમાવાતી હોય તો આપણા પ્રધાનોને ચાર આનાય મળત નહીં. આ લક્ષ્મી તો પુણ્યૈથી કમાય છે. ગાંડો હોય તોય પુણ્યૈથી કમાયા કરે.

લક્ષ્મી તો પુણ્યૈની આવે છે. બુદ્ધિ વાપરવાથીય નથી આવતી. આ મિલમાલિકો ને શેઠિયાઓમાં છાંટોય બુદ્ધિ ના હોય પણ લક્ષ્મી ઢગલાબંધ

આવતી હોય ને એમનો મુનીમ બુદ્ધિ વાપર વાપર કરે, ઈન્કમટેક્ષની ઓફિસમાં જાય, ત્યારે સાહેબની ગાળોય મુનીમ જ ખાય, જ્યારે શેઠ તો લહેરથી ઊંઘતો હોય.

એક શેઠ હતા. શેઠ ને એમનો મુનીમજી બેઉ બેઠેલા, અમદાવાદમાં સ્તોને ! લાકડાનું પાટિયું ને ઉપર ગાદી એવો પલંગ, સામે ટિપૉય અને એના ઉપર ભોજનનો થાળ હતો. શેઠ જમવા બેસતા હતા. શેઠની ડિઝાઈન કહું. બેઠેલા તે ત્રણ ફૂટ જમીન ઉપર, જમીનની ઊંચે દોઢ ફૂટે માથું. મોઢાનો ત્રિકોણ આકાર અને મોટી મોટી આંખો ને મોટું નાક અને હોઠ તો જાડા જાડા ઢેબરા જેવા અને બાજુમાં ફોન. તે ખાતાં ખાતાં ફોન આવે ને વાત કરે. શેઠને ખાતાં તો આવડતું નહોતું. બે-ત્રણ ટુકડા પૂરીના નીચે પડી ગયેલા અને ભાત તો કેટલોય વેરાયેલો નીચે. ફોનની ઘંટડી વાગે ને શેઠ કહે કે 'બે હજાર ગાંસડી લઈ લો' ને બીજે દહાડે બે લાખ રૂપિયા કમાઈ જાય. મુનીમજી બેઠા બેઠા માથાફોડ કરે ને શેઠ વગર મહેનતે કમાય. આમ શેઠ તો અક્કલથી જ કમાતા દેખાય છે. પણ એ અક્કલ ખરા વખતે પુણ્યૈને લઈને પ્રકાશ મારે છે. આ પુણ્યૈથી છે. તે તો શેઠને અને મુનીમજીને ભેળા રાખો તો સમજાય. ખરી અક્કલ તો શેઠના મુનીમને જ હોય, શેઠને નહીં. આ પુણ્યૈ ક્યાંથી આવી ? ભગવાનને સમજીને ભજયા તેથી ? ના, ના સમજીને ભજયા તેથી. કોઈની ઉપર ઉપકાર કર્યા, કોઈનું ભલું કર્યું, એ બધાથી પુણ્યૈ બંધાઈ.

## શ્રીમંતાઈ કોને વરે ?

શ્રીમંતાઈ શું કર્યું હોય તો આવે ? કેટલી બધી લોકોને માટે હેલ્પ કરી હોય ત્યારે લક્ષ્મી આપણે ત્યાં આવે ! નહીં તો લક્ષ્મી આવે નહીં. લક્ષ્મી તો આપવાની ઇચ્છાવાળાને ત્યાં જ આવે. જે ઘસાઈ છૂટે છે, છેતરાય, નોબિલિટી વાપરે, એને લક્ષ્મી આવે. જતી રહેલી આમ લાગે ખરી, પણ આવીને પાછી ત્યાં જ ઊભી રહે.

**પ્રશ્નકર્તા** : આપે લખ્યું છે કે જે કમાય છે તે મોટા મનવાળો જ કમાય છે. આપવા-લેવામાં જે મોટું મન રાખે એ જ કમાણી કરે છે. બાકી, સાંકડા મનવાળો કમાતો જ નથી કોઈ દહાડો !

**દાદાશ્રી :** હા બધી રીતે નોબલ હોય, તો લક્ષ્મી ત્યાં જાય. આ પાજી પાસે લક્ષ્મી જતી હશે ?

**પ્રશ્નકર્તા** : એટલે પુણ્યને લીધે માણસ ધનવાન બને ?

**દાદાશ્રી :** ધનવાન થવા તો પુણ્યૈ જોઈએ. પુણ્યૈ હોય તો પૈસા આવે.

**પ્રશ્નકર્તા** : પૈસા માટે તો લખ્યું છેને કે બુદ્ધિની જરૂર પડે ?

**દાદાશ્રી :** ના. બુદ્ધિ તો નફો-તોટો બે જ દેખાડે. જ્યાં જાવ ત્યાં નફો-તોટો એ દેખાડી દે. એ કંઈ પૈસા-બૈસા આપતી નથી. બુદ્ધિ જો પૈસા આપતી હોય ને તો આ ભૂલેશ્વરમાં એટલા બધા બુદ્ધિશાળી મહેતાજી હોય છે, શેઠને સમજણ પડતી નથી એ બધી એને સમજણ પડે છે. પણ ચંપલ બિચારાનાં પાછળ અડધાં ઘસાઈ ગયેલાં હોય અને શેઠ તો સાડી ત્રણસો રૂપિયાના બૂટ પહેરીને ફરતા હોય, છતાં ડફોળ હોય !

પૈસા કમાવા માટે પુણ્યની જરૂર છે. બુદ્ધિથી તો ઊલટાં પાપો બંધાય. બુદ્ધિથી પૈસા કમાવા જાવ તો પાપ બંધાય. મારે બુદ્ધિ નહીં એટલે પાપ બંધાય નહીં. અમારામાં બુદ્ધિ એક સેન્ટ પરસેન્ટ નહીં !

## લક્ષ્મીજી કોની પાછળ ?

લક્ષ્મીજી તો પુણ્યશાળી પાછળ જ ફર્યા કરે છે અને મહેનતુ લોકો લક્ષ્મીજીની પાછળ ફરે છે. એટલે આપણે જોઈ લેવું કે પુણ્ય હશે તો લક્ષ્મીજી પાછળ આવશે. નહીં તો મહેનતથી તો રોટલા મળશે, ખાવાપીવાનું મળશે અને એકાદ છોડી હશે તો પૈણશે. બાકી, પુણ્યૈ વગર લક્ષ્મી ના મળે. એટલે ખરી હકીકત શું કહે છે કે 'તું જો પુણ્યશાળી છો તો તરફડિયાં શું કરવા મારે છે ? અને તું પુણ્યશાળી નથી તો પણ તરફડિયાં શું કરવા મારે છે ?'

પુણ્યશાળી તો કેવા હોય ? આ અમલદારોય ઓફિસેથી અકળાઈને ઘેર પાછા આવેને, ત્યારે બાઈસાહેબ શું કહેશે, 'દોઢ કલાક લેટ થયા, ક્યાં ગયા હતા ?' આ જુઓ પુણ્યશાળી (!) પુણ્યશાળીને આવું હોતું હશે ? પુણ્યશાળીને એક અવળો પવન ના વાગે. નાનપણમાંથી જ એ

ક્વૉલિટી જુદી હોય. અપમાનનો જોગ ખાધેલો ના હોય. જ્યાં જાય ત્યાં 'આવો, આવો ભાઈ' એવી રીતે ઉછરેલા હોય અને આ તો જ્યાં ને ત્યાં અથડાયો ને અથડાયો. એનો અર્થ શો છે તે ? પાછું પુણ્યૈ ખલાસ થાયને એટલે હતા એના એ ! એટલે તું પુણ્યશાળી નથી તો આખી રાત પાટા બાંધીને ફરે, તો ય સવારમાં કંઈ પચાસ મળી જાય ? માટે તરફડિયાં માર નહીં ને જે મળ્યું તેમાં ખા-પીને સૂઈ રહેને છાનોમાનો.

**પ્રશ્નકર્તા** : એ તો પ્રારબ્ધવાદ થયોને ?

**દાદાશ્રી :** ના, પ્રારબ્ધવાદ નહીં. તું તારી મેળે કામ કર. મહેનત કરીને રોટલા ખા. બાકી, બીજાં તરફડિયાં શું કરવા માર માર કરે છે ? આમ ભેગા કરું ને તેમ ભેગા કરું ! જો તને ઘરમાં માન નથી, બહાર માન નથી, તો શાનો તરફડિયાં મારે છે ? અને જ્યાં જાય ત્યાં એને 'આવો બેસો' કહેનાર હોય, એવી મોટામાં મોટી પુણ્યૈ લાવેલા હોય એની વાત જ જુદી હોયને ?

આ શેઠ આખી જિંદગીના પચ્ચીસ લાખ લઈને આવ્યા હોય, તે પચ્ચીસ લાખના બાવીસ લાખ કરે છે પણ વધારતા નથી. વધે ક્યારે ? હંમેશાં ય ધર્મમાં રહે તો. પણ જો પોતાનું મહીં ડખો કરવા ગયો તો બગડ્યું. કુદરતમાં હાથ ઘાલવા ગયો કે બગડ્યું. લક્ષ્મી આવે છે પણ કશું મળતું નથી.

## રેન્ક, પુણ્યશાળીઓની...

આ મોટા મોટા ચક્રવર્તી રાજાઓ હતા, તેમને આ દહાડો છે કે રાત છે, તેની ખબર ન હતી. તે ય સૂર્યનારાયણે ય ના જોયો હોય તો ય મોટું રાજ કરતા'તા. કારણ કે પુણ્ય કામ કરે છે.

**પ્રશ્નકર્તા** : શાલિભદ્ર શેઠને ઉપરથી દેવો સોનાના મહોરની પેટીઓ આપતા, તો એ સાચું ?

**દાદાશ્રી :** હા, આપે. બધું આપે. એનું પુણ્ય હોય ત્યાં સુધી શું ના આપે ? અને દેવો જોડે ઋણાનુબંધ હોય, એમના સગાંવહાલાં ત્યાં ગયા હોય ને પુણ્ય હોય તો એમને શું ના આપે ?

પુણ્યશાળીઓને ઓછી મહેનતે બધું ફળે. એટલે સુધી પુણ્ય થઈ શકે છે. સહજ વિચાર્યું, કશું આઘાપાછા ના થયા તો બધી વસ્તુઓ વિચાર પ્રમાણે મળી આવે એ સહજ પ્રયત્ન. પ્રયત્ન નિમિત્ત છે, પણ સહજ પ્રયત્ન એટલે એને પુરુષાર્થ કહેવો, એ વ્યાખ્યા બધી ભૂલભરેલી છે.

લક્ષ્મી એટલે પુણ્યશાળી લોકોનું કામ છે. પુણ્યૈનો હિસાબ આવો છે કે ખૂબ મહેનત કરે અને ઓછામાં ઓછું મળે, એ બહુ જ થોડુંક અમથું પુણ્ય કહેવાય. પછી શારીરિક મહેનત બહુ ના કરવી પડે અને વાણીની મહેનત કરવી પડે, વકીલોની પેઠે, એ થોડી વધારે પુણ્યૈ કહેવાય, પેલા કરતાં અને એથી આગળનું શું ? વાણીની યે માથાકૂટ કરવી ના પડે, શરીરની માથાકૂટ ના કરવી પડે, પણ માનસિક માથાકૂટથી કમાય. એ વધારે પુણ્યશાળી કહેવાય અને એનાથી યે આગળ કયું ? સંકલ્પ કરતાંની સાથે જ તૈયાર થઈ જાય. સંકલ્પ કર્યો એ મહેનત. સંકલ્પ કર્યો કે બે બંગલા, આ એક ગોડાઉન. એવો સંકલ્પ કર્યો કે તૈયાર થઈ જાય એ મહાન પુણ્યશાળી. સંકલ્પ કરે એ મહેનત, બસ. સંકલ્પ કરવો પડે. સંકલ્પ વગર ના થાય. થોડીકેય મહેનત કંઈક જોઈએ.

**પ્રશ્નકર્તા** : પણ એ મનુષ્યમાં એમ ન થઈ શકે.

**દાદાશ્રી :** મનુષ્યમાં હઉ થાય. કેમ ના થાય ? મનુષ્યમાં તો જોઈએ એટલું થાય.

**પ્રશ્નકર્તા** : એ તો એમ કહેલું કે દેવલોકમાં એમ થાય ?

**દાદાશ્રી :** દેવલોકનું બધું સિદ્ધ થાય, પણ અહીંયાં ય કોઈ કોઈ સંકલ્પસિદ્ધિ થઈ જાય. બધું થાય, આપણું પુણ્ય જોઈએ. પુણ્ય નથી. પુણ્ય ખૂટી પડ્યાં છે.

જેટલી મહેનત એટલા અંતરાય, કારણ કે મહેનત કેમ કરવી પડે છે ?

એટલે આ જગતમાં વધુમાં વધુ પુણ્યશાળી કોણ ? જેને સહેજ વિચાર આવે, તે નક્કી કરે ને વરસો ને વરસો સુધી વગર ઈચ્છાએ વગર મહેનતે મળ્યા જ કરે તે. બીજા નંબરમાં ઈચ્છા થાય ને ફરી ફરી

નક્કી કરે ને સાંજે સહજ રીતે મળે તે. ત્રીજા નંબરનાને ઈચ્છા થાય ને પ્રયત્ન કરેને પ્રાપ્ત થાય. ચોથા નંબરનાને ઈચ્છા થાય ને ભયંકર પ્રયત્ને પ્રાપ્ત થાય. પાંચમાને ઈચ્છા થાય ને ભયંકર પ્રયત્ને પણ પ્રાપ્ત ના થાય. આ મજૂરોને કઠોર મહેનત કરવી પડે ને ઉપરથી ગાળો ખાય છતાં પૈસા ના મળે. મળે તો ય ઠેકાણું નહીં કે ઘેર જઈને ખાવાનું મળશે. તેઓ સૌથી વધારે પ્રયત્ન કરે છે, છતાં નથી પામતા.

## પુણ્યૈથી જ પ્રાપ્ત સત્સંગ !

તમે પુણ્ય કરેલું છે કે નહીં ? તેથી તો સી.એ. થયા.

**પ્રશ્નકર્તા** : અત્યાર સુધી પાપ નથી કર્યું, પુણ્ય જ કર્યું છે.

**દાદાશ્રી :** એ તો લાગે એવું. પાપ પણ કર્યું છે પણ પાપ ઓછું કરેલું હોય, પુણ્ય વધારે કરેલું હોય. તેથી તો આ સત્સંગમાં આવવાનો ટાઈમ મળ્યો, અહીં આવી શક્યા, નહીં તો સત્સંગમાં આવવાનો ટાઈમ કોને હોય ?

## પુણ્ય-પાપના પરિણામે...

**પ્રશ્નકર્તા** : પાપ અને પુણ્યથી એનો સંબંધ કેવા પ્રકારે થાય છે ?

**દાદાશ્રી :** આ પાપ છે તે, અત્યારે તમે અહીં આગળ આવ્યા છો, તો તમે આ કોઈને ઠોકર ના વાગે એવી રીતે સાચવીને ચાલો ને ઠોકર વાગે એવી જગ્યા હોય, જગ્યા એવી ભીડવાળી હોય, પણ મનમાં વિચાર હોય, કોઈને વાગે નહીં તો સારું એવી ભાવનાથી અહીં આવો, તો તમને પુણ્ય બંધાય.

અને ભીડ છે એટલે વાગે ય ખરું એવી ભાવનાથી આવો, ત્યારે પાપ બંધાય.

કોઈને કિંચિત્‌માત્ર દુઃખ થાય આપણાથી, તો તેને પાપ જ બંધાય. કોઈને સુખ અપાય, શાંતિ થાય, કોઈનું દિલ ઠરે, તે નર્યું પુણ્ય બંધાય.

હવે એ પૂર્વે બંધાયેલાં પાપ, તે આ ભવમાં પાછાં ઉદયમાં આવે. યોજના જે ગયા અવતારે થયેલી, તે આ અવતારમાં ફળીભૂત થાય.

જ્યારે પાપનો ઉદય આવે ત્યારે આખો દહાડો મનમાં વિચાર, ખરાબ ચિંતાના વિચારો આવ્યા કરે, બહારે ય નુકસાન જાય, છોકરાં સામાં થાય, ભાગિયાના ઝઘડા થાય પાપનો ઉદય થાય ત્યારે. અને પુણ્યનો ઉદય થાય ત્યારે દુશ્મન હોયને, તે ય આવીને કહેશે, 'અરે, ચંદુભાઈ, જે કામકાજ હોય તો મને કહેજો...' અલ્યા, તું દુશ્મન, પણ ત્યારે તો પુણ્યનો ઉદય આવ્યો તમારો. એટલે પુણ્યના ઉદયમાં શત્રુ મિત્ર થઈ જાય અને પાપના ઉદય હોય ત્યારે છોકરાં શત્રુ થઈ જાય. કોઈ છોકરો બાપ ઉપર દાવો માંડે ખરો ?

**પ્રશ્નકર્તા** : માંડે જ છે.

**દાદાશ્રી :** અરે એક જણે દાવો માંડ્યો'તો બાપ ઉપર, એણે શું શું કર્યું પછી ? એ દાવો માંડ્યા પછી એણે વકીલને એમ કહ્યું, કે બાપજી હાર્યા તો વાંધો નહીં, એ તો સારું થઈ ગયું હવે. લ્યો, આ તમારી ત્રણસો રૂપિયા ફી. પણ હજુ એક ફેરો ચલાવો ત્યારે કહે, કેમ હવે શું છે ? ત્યારે કહે, નાકકટ્ટી કરવી છે. અલ્યા મૂઆ, બાપની નાકકટ્ટી કરવી છે ? ત્યારે કહે, હા, તેના દોઢસો હું આપીશ. તે ત્યાં ફજેતો કરાવ્યો, નાકકટ્ટી કરાવડાવી. એટલે છોકરો પણ દુશ્મન થઈ જાય, જ્યારે આપણો વાંક હોય ને પાપ હોય ત્યારે.

## પરમ મિત્ર કોણ ?

પુણ્ય સારું હોય તો બધું સારું. એટલે પુણ્યરૂપી મિત્ર હોય તો જ્યાં જાવ તો સુખ, સુખ ને સુખ. એ મિત્ર હોવો જોઈએ. પાપરૂપી મિત્ર આવ્યો કે ગોદો માર્યા વગર રહે નહીં. પછી સમભાવે નિકાલ ના થાય તો બૂમ પાડવી પડે.

**પ્રશ્નકર્તા** : એ જે તમે કીધું કે પુણ્ય ગમે ત્યાં મિત્ર તરીકે કામ કરે...

**દાદાશ્રી :** હા. ખરાબમાં ખરાબ જગ્યાએ તમને કોઈ પણ જગ્યામાં જ્યાં ફસાયા, ત્યાં પુણ્ય કામ કરીને ઊભું રહે.

**પ્રશ્નકર્તા** : પાપ ઘરમાં ય દુઃખી કરે.

**દાદાશ્રી :** પાપ ઘરમાં ગાદીમાં મારી નાખે. ગાદીમાં ચિંતા કરાવડાવે, ફર્સ્ટ ક્લાસ ગાદી પાથરી, તેની મહીં ચિંતા કરાવડાવે. પાપ છોડે નહીં ને ! એટલા માટે સંતોએ કહેલું પાપથી ડરો.

## કેવું પુણ્ય ખપે મોક્ષ માટે ?

**પ્રશ્નકર્તા** : જ્યાં સુધી મોક્ષના માર્ગે ના પહોંચીએ, ત્યાં સુધી પુણ્ય નામના ભોમિયાની તો જરૂર પડેને ?

**દાદાશ્રી :** હા, એ પુણ્યના ભોમિયા માટે તો લોક શુભાશુભમાં પડ્યા છેને ! એ ભોમિયાથી બધું મળશે. પણ મોક્ષના માર્ગે જતાં એનું પુણ્ય બંધાય છે પણ આવાં પુણ્યની જરુર નથી. મોક્ષે જનારાની પુણ્યૈ તો કેવી હોય ? એને જગતમાં સૂર્યનારાયણ ઊગ્યો કે નહીં, તે ય ખબર ના પડે ને આખી જિંદગી જાય, એવાં પુણ્ય હોય. તો પછી આવાં કચરા પુણ્યને શું કરવાનું ?

## ન’તી બાદબાકી પાપની કદી !

**પ્રશ્નકર્તા** : આ માર્ગ ના મળે ત્યાં સુધી તો એ પુણ્યની જરૂર છેને ?

**દાદાશ્રી :** હા, એ બરાબર છે. પણ લોકોની પાસે પુણ્યૈ ક્યાં સાબૂત છે ? કશું જ ઠેકાણું નથી. કારણ કે તમારી શી ઈચ્છા છે ? ત્યારે કહે કે પુણ્ય કરું તો પાપનો ઉદય ના આવે. ત્યારે ભગવાન શું કહે છે ? તેં સો રૂપિયાનું પુણ્ય બાંધ્યું, તો તારે ખાતે સો રૂપિયા જમા થાય. ત્યાર પછી બે રૂપિયા જેટલું પાપ કર્યું એટલે કે કોઈ માણસને ‘હટ, હટ, આઘો ખસ’ એવું કહ્યું, તેમાં સહેજ તિરસ્કાર આવી ગયો. હવે આનું જમે-ઉધાર ના થાય. ભગવાન કંઈ કાચી માયા નથી. જો પુણ્ય-પાપનું જમે-ઉધાર થતું હોત તો તો આ વણિક કોમને ત્યાં સહેજે દુઃખ ના હોત ! પણ આ તો સુખેય ભોગવો ને દુઃખેય ભોગવો, કેવા પાકા ભગવાન !

**પ્રશ્નકર્તા** : પુણ્યને રસ્તે માણસ જો જાય તો પછી પાપ શું કરવા આવે ?

**દાદાશ્રી :** એ તો હંમેશાં ય કાયદો એનો છેને, કે કોઈ પણ કાર્ય તમે કરો તો પુણ્યનું કાર્ય હોય તો તમારા સો રૂપિયા જમે થાય અને પાપનું કાર્ય હોય તો ભલે થોડુંક જ, એક જ રૂપિયાનું હોય તો પણ એ તમારા ખાતે ઉધારી જાય છે અને એ સોમાંથી એક બાદ નથી થતું. એવું જો બાદ થતું હોત તો કોઈ પાપ લાગત જ નહીં. એટલે બન્ને જુદે જુદું રહે છે અને બન્નેનાં ફળ પણ જુદે જુદાં આવે છે. પાપનું ફળ આવે ત્યારે કડવું લાગે.

પુણ્યમાંથી પાપ એવાં નથી બાદ થતાં. જો બાદ કરતાં હોય તો તો લોકો તો બહુ જ ચોક્કસ. બિલકુલેય દુઃખ ના આવે. એકુય છોકરો મરી જાય નહીં કે છોડી મરી જાય નહીં. નોકર ચોરી ના કરે. કશું જ ના કરે, મઝા હોય. આ તો પુણ્ય ફરી વળેને તો મોટરોમાં મોજશોખ કરવાનું ય આપે છે, પછી પાપ ફરી વળેને ત્યારે એ જ મોટરોમાં એક્સિડન્ટ કરાવે. આ તો બધું ફરી વળશે. મહીં હશે એટલો સામાન ફરી વળશે. નહીં હોય તો ક્યાંથી ફરી વળે ? જે છે એ હિસાબ છે. એમાં કશું ફેરફાર નહીં થાય.

## અજાણતા થયેલાં પાપોનું (?)

**પ્રશ્નકર્તા** : આ મેં પાપ કર્યું કે પુણ્ય કર્યું એવી સમજણ ના હોય તો પાપ-પુણ્ય થાય ? એને સમજણ જ ના હોય કે આ મેં પાપ કર્યું અને આ મેં પુણ્ય કર્યું તો એની બિલકુલ અસર એને ન જ થાયને ?

**દાદાશ્રી :** કુદરતનો નિયમ એવો છે કે તમને સમજણ હોય અગર સમજણ ના હોય, તો ય એની અસર તો થયા વગર રહે નહીં. આ ઝાડને કાપો એટલે તમે આમાં કંઈ પાપ કે પુણ્ય સમજતા ના હો, પણ તેથી કરીને ઝાડને દુઃખ તો થયું જ ને ? માટે તમને પાપ લાગ્યું. તમે રેશનમાંથી કંટ્રોલની ચાર કલાક લાઈનમાં ઊભા રહીને ખાંડની થેલી લઈને જતા હોય અને થેલીમાં કાણું હોય તો એમાંથી ખાંડ વેરાતી હોય તો એ ખાંડ કોઈકને કામ લાગે કે ના લાગે ? નીચે કીડીઓ હોય એ ખાંડને લઈ જાય ને કીડીઓનું ભલું થઈ જાય. હવે આને તમે દાન કર્યું કહેવાય. ભલે અણસમજણથી, પણ દાન થાય

છેને ? આપણી જાણમાં નથી, છતાં દાન થયા કરે છેને ? અને કીડીને સુખ પડેને ? એનાથી તમને પુણ્ય બંધાય. તેનું ફળ પણ અજાણમાં ભોગવાઈ જાય !

કેટલાક કહે છે કે અજાણતાં પાપ થાય તો તેનું ફળ કંઈ ના આવે. ના કેમ આવે ? મૂઆ, અજાણતાથી દેવતા પર હાથ મૂક એટલે ખબર પડશે કે ફળ આવે છે કે નહીં. જાણીને કરેલું પાપ અને અજાણથી કરેલું પાપ એ બંનેય સરખાં છે. પરંતુ અજાણતા કરેલા પાપનું ફળ અજાણતામાં અને જાણીને કરેલાં પાપનું ફળ જાણીને ભોગવવું પડે એટલો ફેર. બસ આ રીત છે. આ કાયદેસર છે બધું, આ જગત બિલકુલ કાયદેસર છે, ન્યાયસ્વરૂપ છે.

અણસમજણથી થયેલાનું અણસમજણ પૂર્વકનું ફળ મળે. એ તમને સમજણ પાડું.

એક માણસ સાત વર્ષ રાજ કરે છે ને બીજો એક માણસ સાત વર્ષ રાજ કરે છે. હવે બેઉ માણસોનું રાજ કરવાનું સરખું જ છે અને રાજેય બેઉ સરખાં છે પણ આમાં એક માણસ ત્રણ વર્ષની ઉંમરે ગાદીએ બેસે છે અને દસ વર્ષની ઉંમરે રાજ જતું રહે છે અને બીજો માણસ વીસ વર્ષની ઉંમરે ગાદીએ બેસે છે તે સત્તાવીસ વર્ષની ઉંમરે ઊઠી જાય તો કોણે રાજ સાચું ભોગવ્યું કહેવાય ? પેલાનું છોકરમતમાં જતું રહ્યું. એને રમકડાં આપો તો એ રમકડાં રમવા બેસી જાય !

એટલે આ અણસમજણથી કરેલા પુણ્યનું ફળ. આ દર્શન કરેલાં અણસમજણથી, તો એ અણસમજણથી ફળ ભોગવે. સમજણથી કરેલાનું ફળ સમજણથી ભોગવે !

એવું જાગ્રત માઈન્ડથી કરેલાં પાપ એ જાગૃતિપૂર્વક ભોગવવાં પડે અને અજાગૃતિપૂર્વકનું પાપ અજાગૃતિપૂર્વક ભોગવવું પડે. એમાં નાનપણમાં ત્રણ વર્ષે મા મરી જાય તો રડે-કરે નહીં. એને ખબરેય ના હોય. સમજતો જ નથી ત્યાં આગળ શું કરે ? અને પચ્ચીસ વર્ષનો હોય ને તેની મા મરી જાય તો ? એટલે આ જાણીને દુઃખ ભોગવે છે ને પેલો અજાણે ભોગવે છે.

## વાંક શેઠનો કે આપણા પાપનો ?

શેઠ ઈનામ આપતા હોય તે આપણું વ્યવસ્થિત અને આપણું વ્યવસ્થિત અવળું આવે ત્યારે શેઠના મનમાં થાય કે આ ફેરા એનો પગાર કાપી લેવો જોઈએ. એટલે શેઠ પગાર કાપી લે એટલે પેલાને મનમાં એમ થાય કે આ નાલાયક શેઠિયો છે. આ નાલાયક મને મળ્યો. પણ આવા ગુણાકાર કરતાં માણસને આવડે નહીં કે આ નાલાયક હોત તો ઈનામ શું કામ આપતા હતા ? માટે કંઈક ભૂલ છે. શેઠિયો વાંકો નથી. આ તો આપણું 'વ્યવસ્થિત' ફરે છે.

આ બધું પુણ્ય ચલાવે છે. તને હજાર રૂપિયા પગાર કોણ આપે છે ? પગાર આપનારો તારો શેઠ પણ પુણ્યૈને આધીન છે. પાપ ફરી વળે એટલે શેઠને ય કર્મચારીઓ મારે.

## જાગૃતિ, પુણ્ય ને પાપના ઉદયમાં...

**પ્રશ્નકર્તા** : લોકોની પુણ્યૈ હશે તો એમને આ સંપત્તિ ભેગી થઈ.

**દાદાશ્રી :** એ બધી પુણ્યૈને, જબરજસ્ત પુણ્યૈને, પણ સંપત્તિ સાચવવી મુશ્કેલ પડી જાય.

**પ્રશ્નકર્તા** : એટલે એ બરોબર છે. ઉપાધિ તો ખરી જ ને ? શરૂઆત પછી ત્યાંથી જ થાય છે.

**દાદાશ્રી :** સંપત્તિ ના હોય તેના જેવું તો એકુય નહીં.

**પ્રશ્નકર્તા** : પૈસા ના હોય, સંપત્તિ ના હોય, તો એના જેવું એકુય નહીં ?

**દાદાશ્રી :** હા, એના જેવું એકુય નહીં. સંપત્તિ એ તો ઉપાધિ છે. સંપત્તિ જો આ બાજુ ધર્મમાં વળી જ ગઈ હોય તો વાંધો નથી, નહીં તો ઉપાધિ થઈ પડે. કોને આપવી ? હવે ક્યાં મૂકવી ? એ બધી ઉપાધિ થઈ પડે !

એટલે બહુ પુણ્યૈ પણ કામની નહીં. પુણ્યૈ પણ રીતસર હોય તો

જ સારી. બહુ પુણ્યૈ હોય તો આવડું મોટું શરીર થાય. શું કરવાનું એને ? કેટલા કિલોનું શરીર ? આપણે ઊંચકવાનું ને પલંગને ય ઊંચકવાનું ને ? પલંગે ય ચૂં ચૂં કર્યા કરેને ?

**પ્રશ્નકર્તા** : પાપ અને પુણ્યનો ઉદય થાય, એની જીવનની ઘટનાઓ ઉપર કંઈક અસરો થાય, એનો કંઈક દાખલો આપીને સમજાવોને.

**દાદાશ્રી :** પાપનો ઉદય થાય એટલે પહેલાં તો જોબ જતી રહે. પછી શું થાય ? વાઈફ ને છોકરો છે તે ત્યાં સ્ટોરમાં જવાના પૈસા માગે, તે આદત પહેલાંની પડેલી છે, એ પ્રમાણે કહેશે, બસો ડોલર આપો એટલે કકળાટ થાય પછી. અહીં સર્વિસ નથી ને શું બૂમાબૂમ કર્યા કરે છે વગર કામની, બસો બસો ડોલરના ખર્ચા કરવા છે ? આ ત્યાંથી ચાલુ થાય બધું નિરાંતે. એ ય રોજ કકળાટ, પછી બઈ કહેશે, બેન્કમાંથી લાવીને આપતા નથી. ત્યારે બેન્કમાં થોડું રહેવા દે કે ના રહેવા દે ? અહીં આનું ભાડું ભરવું પડશે. આ બધું નહીં કરી આપવું પડે. બેન્કમાં પૈસા ના ભરવા પડે ? પણ પેલી કકળાટ કરે, તે માથું પાકી જાય એવો કકળાટ કરે. આ બધાં લક્ષણ બળ્યું તે રાતે ઊંઘવા ના દે, અહીં અમેરિકામાં કેટલાયને એવો એ અનુભવ થતો હશે અને કહે ય ખરો કર્કશા છે. રાંડ અને કર્કશા છે એવા શબ્દ બોલે. એને જેટલા શબ્દો આવડે એટલા શબ્દો કડક બોલે. છોડે નહીંને ? એને હેરાન કર્યા કરતી હોય, બિચારા એને આ ફેર નોકરી જતી રહી, એક તો ઠેકાણું ના હોય અને મગજ ઉંધું જ ચાલતું હોય, તેમાં પાછી આ હેરાન કરે. બને કે ના બને એવું ?

**પ્રશ્નકર્તા** : બને, બને.

**દાદાશ્રી :** કોઈ જગ્યાએ બનતું હશે કે ઘણી જગ્યાએ ? જોબ જતી રહી હોય તે મને મળેને, 'દાદા જોબ જતી રહી છે, શું કરું' કહેશે.

એ જોબ જતી રહી હોય અને દહાડા બહુ સુંદર રીતે કાઢે, એનું નામ વિવેકી માણસ કહેવાય. બૈરી ને એ બેઉ સારી રીતે દહાડા કાઢે એનું નામ વિવેકી. નવાં કપડાં ના લાવે અને કપડાં પહેલાંનાં હોય ને તે પહેરે. ખાલી નોકરી ના મળે ને ત્યાં સુધી એટલો ટાઈમ કાઢી લે.

અને ધણીઓએ ઉત્સાહી રહેવું જોઈએ, જોબ જતી રહે એટલે ડરવું નહીં જોઈએ. આ આટલું ઘાસ કાપી કે એવું તેવું કરીને, સાંજે દસ-વીસ ડોલર લઈ આવ્યા. બહુ થાય, ભીડ તો પડે નહીં. ત્યારે કહે, ના, અમારે તો આ લોકો જુએ તો શું કહે ? અલ્યા મૂઆ, લોકોને તો જોબ છે, તારે જોબ નથી, તું પેલા એમનું કરી આપને. કોઈની આબરૂ આ દુનિયામાં રહી નથી. બધાએ કપડાં પહેરી લીધાં છે એટલે આબરૂદાર દેખાય છે અને કપડાં કાઢી નાખે તો બધા નાગા દેખાય. એક જ્ઞાની પુરુષ એકલા કપડાં કાઢી નાખે તો ય નાગા ના દેખાય. બાકી બધું આ જગત આખું નાગું.

**પ્રશ્નકર્તા** : એક બાજુ જોબ ગઈ હોય અને બીજી બાજુ દાદા ભેગા થયા હોય, તો એ પાપ ને પુણ્ય બન્ને ભેગું થયું ?

**દાદાશ્રી :** આ પાપનો ઉદય સારો આવ્યો કે દાદા ભેગા થયા એટલે આપણને પાપમાં શું કરવું એ દેખાડી આપે અને આપણું રાગે પાડી આપે અને પુણ્યનો ઉદય હોય અને દાદા ભેગા થયા હોય, એમાં શું દાદા પાસે જાણવાનું મળ્યું આપણને ? પણ પાપનો ઉદય હોય ત્યારે દાદા કહેશે કે જો ભઈ, આવી રીતે વર્તજે હં, હવે આમ કરો, તેમ કરો ને આ બધું રાગે પાડી આપે. એટલે પાપનો ઉદય હોય અને દાદા ભેગા થાય એ બહુ સારું કહેવાય.

## રહસ્ય, બુદ્ધિના આશય તણાં...

દરેક માણસને પોતાના ઘરમાં આનંદ આવે. ઝૂંપડાવાળાને બંગલામાં આનંદ ના આવે અને બંગલાવાળાને ઝૂંપડામાં આનંદ ના આવે. એનું કારણ એની બુદ્ધિનો આશય. જે જેવું બુદ્ધિના આશયમાં ભરી લાવ્યો હોય તેવું જ તેને મળે. બુદ્ધિના આશયમાં જે ભરેલું હોય તેના બે ફોટા પડે, (૧) પાપફળ અને (૨) પુણ્યફળ. બુદ્ધિના આશયનું દરેકે વિભાજન કર્યું. તે સો ટકામાંથી મોટા ભાગના ટકા મોટર-બંગલા, છોકરા-છોકરીઓ અને વહુ એ બધા માટે ભર્યું. તે એ બધું મેળવવા પુણ્ય એમાં ખર્ચાઈ ગયું અને ધર્મને માટે માંડ એક કે બે ટકા જ બુદ્ધિના આશયમાં ભર્યા.

**પ્રશ્નકર્તા** : બુદ્ધિનો આશય જરા વિશેષ સમજાવોને, દાદા.

**દાદાશ્રી :** બુદ્ધિનો આશય એટલે 'આપણે બસ ચોરી કરીને જ ચલાવવું છે. કાળા બજાર કરીને જ ચલાવવું છે.' કોઈ કહેશે, 'આપણે ચોરી કયારેય નથી કરવી.' કોઈ કહે, 'મારે આવું ભોગવી લેવું છે, તે ભોગવી લેવા માટે એકાંતની જગ્યા હઉ તૈયાર કરી આપે. તેમાં પાછું પાપ-પુણ્ય કામ કરે છે. જે બધું ભોગવવાની ઈચ્છા કરી હોય એવું બધું એને મળી આવે. માન્યામાં ના આવે એવું બધું પણ એને મળી જાય. કારણ કે એના બુદ્ધિના આશયમાં હતું અને પુણ્ય ભેગું થાય તો કોઈ એને પકડી ય ના શકે, ગમે તેટલા ચોકીપહેરા કરો તોય ! અને પુણ્ય પૂરું થાય ત્યારે એમ ને એમ પકડાઈ જાય. નાનું છોકરું ય એને ખોળી કાઢે કે, 'ઐસા ગોટાલા હૈ ઈધર !'

બે ચોર ચોરી કરે છે, તેમાંથી એક પકડાઈ જાય છે ને બીજો આબાદ છૂટી જાય છે, એ શું સૂચવે છે ? ચોરી કરવી એમ બુદ્ધિના આશયમાં તો બન્નેય ચોર લાવ્યા હતા. પણ એમાં જે પકડાઈ ગયો તેનું પાપફળ ઉદયમાં આવ્યું ને વપરાયું. જ્યારે બીજો છૂટી ગયો તેનું પુણ્ય તેમાં વપરાઈ ગયું. તેમ દરેકના બુદ્ધિના આશયમાં જે હોય છે, તેમાં પાપ અને પુણ્ય કાર્ય કરે છે. બુદ્ધિના આશયમાં લક્ષ્મી પ્રાપ્ત કરવી છે એમ ભરી લાવ્યો તે એનું પુણ્ય વપરાય તો લક્ષ્મીના ઢગલે ઢગલા થાય. બીજો બુદ્ધિના આશયમાં લક્ષ્મી પ્રાપ્ત કરવી એવું લઈને તો આવ્યો પણ એમાં પુણ્ય કામ લાગવાને બદલે પાપફળ સામું આવ્યું. તે લક્ષ્મીજી મોઢું જ ના દેખાડે. અલ્યા, આ તો એટલો બધો ચોખ્ખે ચોખ્ખો હિસાબ છે કે કોઈનું જરાય ચાલે તેમ નથી. ત્યારે આ અક્કરમીઓ એમ માની લે છે કે હું દસ લાખ રૂપિયા કમાયો. અલ્યા, આ તો પુણ્યૈ વપરાઈ અને તે ય અવળે રસ્તે. એના કરતાં તારો બુદ્ધિનો આશય ફેરવ. ધર્મ માટે જ બુદ્ધિનો આશય બાંધવા જેવો છે. આ જડ વસ્તુઓ મોટર, બંગલા, રેડિયો એ બધાની ભજના કરી તેના જ માટે બુદ્ધિનો આશય બાંધવા જેવો નથી. ધર્મ માટે જ - આત્મધર્મ માટે જ બુદ્ધિનો આશય રાખો. અત્યારે તમને જે પ્રાપ્ત છે તે ભલે હો, પણ હવે તો માત્ર આશય ફેરવીને સંપૂર્ણ સો ટકા ધર્મ માટે જ રાખો.

અમે અમારા બુદ્ધિના આશયમાં પંચાણુ ટકા ધર્મ અને જગત

કલ્યાણની ભાવના લાવ્યા છીએ. બીજે ક્યાંય અમારું પુણ્ય ખર્ચાયું જ નથી. પૈસા, મોટર, બંગલા, દીકરો, દીકરી ક્યાંય નહીં.

અમને જે જે મળ્યા અને જ્ઞાન લઈ ગયા, તેમણે બે-પાંચ ટકા ધર્મ માટે, મુક્તિને માટે નાખેલા. તેથી અમે મળ્યા. અમે સોએ સો ટકા ધર્મમાં નાખ્યા, તેથી બધેથી જ અમને ધર્મ માટે 'નો ઓબ્જેકશન સર્ટિફિકેટ' મળ્યું છે.

અનંત અવતારથી મોક્ષનું નિયાણું કર્યું છે પણ બરાબર પાકું નિયાણું કર્યું નથી. જો મોક્ષ માટેનું જ પાકું નિયાણું કર્યું હોય તો બધી પુણ્યૈ તેમાં જ વપરાય. આત્મા માટે જીવ્યા તે પુણ્ય છે ને સંસાર માટે જીવ્યા તો નર્યું પાપ છે.

## પસંદગી, પુણ્યૈની વહેંચણી તણી...

એટલે આ પુણ્યૈ છેને, તે આપણે જેમ માગણી કરીએને, તેમાં વહેંચાઈ જાય. કોઈ કહેશે, મારે આટલો દારૂ જોઈએ, આમ જોઈએ, તેમ જોઈએ. તો તેમાં વહેંચાઈ જાય. કોઈ કહેશે, મારે મોટર જોઈએ અને ઘર. ત્યારે કહે, બે રૂમ હશે તો ચાલશે. બે રૂમના એને સંતોષ હોય અને મોટર વાપરવાની મળે.

આ લોકોને સંતોષ રહેતો હશે, નાની નાની છાપરડીઓમાં રહેતા હશે, તે બધાને ? ખરો સંતોષ. તેથી તો એને એ ઘર ગમે. એ હોય તો જ ગમે. હમણે પેલા આદિવાસીને આપણે ત્યાં તેડી લાવો જોઈએ. ચાર દહાડા રાખો જોઈએ ? એમને ચેન ના પડે એમાં, કારણ કે એનો બુદ્ધિનો આશય છે ને તો તે પ્રમાણે પુણ્યનું ડિવિઝન થાય. ટેન્ડરના પ્રમાણે આઈટમ મળે.

**પ્રશ્નકર્તા** : પુણ્ય-પાપને જ આધીન હોય તો પછી ટેન્ડર ભરવાનું ક્યાં રહ્યું ?

**દાદાશ્રી :** એ ટેન્ડર ભરાય છે તે પાપ-પુણ્યના ઉદય પ્રમાણે જ ભરાય છે. એટલે હું કહું ખરો કે 'ટેન્ડર' ભરો, પણ હું જાણું કે શેના આધારે 'ટેન્ડર' ભરાય છે. આ બે કાયદાની બહાર ચાલી શકે એમ નથી.

હું ઘણા જણને મારી પાસે ‘ટેન્ડર’ ભરી લાવવાનું કહું છું. પણ કોઈ ભરી લાવ્યા નથી. શી રીતે ભરે ? એ પાપ-પુણ્યને આધીન છે. એટલે પાપનો ઉદય હોય ત્યારે બહુ આંટીઓ વાળવા જઈશ તો ઊલટું છે એ પણ જતું રહશે. માટે ઘેર જઈને સૂઈ જા અને થોડું થોડું સાધારણ કામ કર, અને પુણ્યનો ઉદય હોય તો ભટકવાની જરૂર જ શી છે ? ઘેર બેઠા સામસામી સહેજે કામ કરવાથી બધું ભેગું થઈ જાય, એટલે બંને વખતે આંટીઓ વાળવાનું ના કહીએ છીએ.

વાત ખાલી સમજવાની જરુર છે.

## પુણ્યૈના ખેલ સામે ફાંફાં શાને ?

પુણ્ય ફળ આપવા સન્મુખ થયું છે તો શું કરવા ફાંફા માર માર કરે છે ? અને જો પુણ્ય ફળ આપવા સન્મુખ થયું નથી તો ડખલ શું કરવા કરે છે વગર કામનો ? સન્મુખ નથી થયું ને તું ડખલ કરીશ તો ય કશું વળવાનું નથી. અને સન્મુખ થયું હોય તો ડખલ શું કરવા કરે છે તું ? પુણ્ય ફળ આપવા તૈયાર થશે તો વાર નહીં લાગે.

## પાપ-પુણ્યની લિન્ક...

કોઈ બહારનો માણસ મારી પાસે વ્યવહારથી સલાહ લેવા આવે કે, ‘હું ગમે તેટલી માથાકૂટ કરું છું તો ય કશું વળતું નથી.’ એટલે હું કહું, ‘અત્યારે તારો ઉદય પાપનો છે. તે કોઈને ત્યાંથી ઉછીના રૂપિયા લાવીશ તો રસ્તામાં તારું ગજવું કપાઈ જશે ! માટે અત્યારે તું ઘેર બેસીને નિરાંતે તું જે શાસ્ત્ર વાંચતો હોય તે વાંચ ને ભગવાનનું નામ લીધા કર.’

અમે જયગઢની જેટી ૧૯૬૮ની સાલમાં બાંધતા હતા. ત્યાં એક કોન્ટ્રાક્ટર મારી પાસે આવ્યો. તે મને પૂછવા લાગ્યો, ‘હું મારા ગુરુ મહારાજ પાસે જાઉં છું. દર સાલ મારા પૈસા વધ વધ કરે છે. મારી ઈચ્છા નથી તો ય વધે છે, તો શું એ ગુરુકૃપા છે ?’ મેં એને કહ્યું, ‘એ ગુરુની કૃપા છે એવું માનીશ નહીં. જો એ જતા રહેશે તો તને એમ લાગશે કે લાવ, ગુરુને પથરો મારું !’

આમાં ગુરુ તો નિમિત્ત છે, એમના આશિષ નિમિત્ત છે. ગુરુને જ જોઈતા હોય તો ચાર આના ના મળેને ! એટલે પછી એણે મને પૂછયું કે, 'મારે શું કરવું ?' મેં કહ્યું, 'દાદાનું નામ લેજે.' હવે અત્યાર સુધી તારી પુણ્યની લિન્ક આવી હતી. લિન્ક એટલે અંધારામાં પત્તાં ઉઠાવે તો ચોક્કો આવે, ફરી પંજો આવે, પછી ફરી ઉઠાવે તો છક્કો આવે. તે લોકો કહે કે, 'વાહ શેઠ, વાહ શેઠ, કહેવું પડે.' તે તને એકસો સાત સુધી સાચું પડ્યું છે. પણ હવે બદલાવાનું છે. માટે ચેતતો રહેજે. હવે તું કાઢીશ તો સત્તાવન પછી ત્રણ આવશે ને ત્રણ પછી એકસો અગિયાર આવશે ! તે લોક તમને બુદ્ધુ કહેશે, માટે આ દાદાનું નામ છોડીશ નહીં. નહીં તો માર્યો જઈશ.

પછી અમે મુંબઈ આવતા રહ્યા. પેલો બે-પાંચ દહાડા પછી આ વાત ભૂલી ગયો. તેને પછી બહુ મોટી ખોટ આવી. તે ધણી-બૈરી બંનેએ માંકડ મારવાની દવા પી લીધી ! પણ પુણ્યશાળી એટલો કે એનો ભાઈ જ ડૉકટર હતો તે આવ્યો ને બચી ગયો ! પછી એ મોટર લઈને દોડતો મારી પાસે આવ્યો. મેં એને કહ્યું, 'આ દાદાનું નામ લીધા કરજે ને ફરી આવું ક્યારેય ના કરીશ.' ત્યારે પછી એણે નામ લેવાનું ચાલુ રાખ્યું. તેનાં પાપ બધાં ધોવાઈ ગયાં ને રાગે પડી ગયું.

'દાદા' બોલે તે ઘડીએ પાપ પાસે આવે જ નહીં. ચોગરદમ ભમ્યા કરે પણ અડે નહીં તમને. તમે ઝોકું ખાવ તો તે ઘડીએ અડી જાય. રાત્રે ઊંઘમાં ના અડે. જો ઠેઠ જાગતા સુધી બોલ્યા અને સવારમાં ઊઠવાની સાથે બોલ્યા હો તો વચ્ચેનો ગાળો એ સ્વરૂપ કહેવાય.

ધર્મની પુણ્યૈ તો એવું છે, ધર્મ હરેક જગ્યાએ મદદ કરે, ગમે તેવી મુશ્કેલીમાં મદદ કરે. એવી ધર્મની પુણ્યૈ હોય છે. પુણ્ય હેલ્પ કરે જ. આપણું જ્ઞાન તો જુદી જાતનું જ્ઞાન છે. હાજરાહજુર જ્ઞાન છે !

પુણ્યૈ પણ ફાઈલ છે ને પાપ પણ ફાઈલ છે. પુણ્યૈ પ્રમાદ કરાવડાવે ને પાપ જાગ્રત રાખે. પુણ્યૈ તો ઊલટું આ આઈસ્ક્રીમ ખાવ, આ ફ્રૂટ ખાવ, એ બધું પ્રમાદ કરાવડાવે, એના કરતાં કડવી દવા પાઈ દોને, તો જાગ્રત તો રહે !

## ઘરાક મોકલનાર કોણ ?

આ બધા લોકો મોટેલો ચલાવે છે, એમાં મોટેલમાં છે તે આવનારાને કોણ મોકલતું હશે ? તમે મોટેલ ચલાવો છો ને, કોણ મોકલતું હશે ?

**પ્રશ્નકર્તા** : ખબર નથી.

**દાદાશ્રી :** એ જ તમારું પુણ્ય છે. ભગવાન મોકલતો નથી, બીજો કોઈ મોકલતો નથી. તમારું પુણ્ય મોકલે છે અને પાપનો ઉદય હોય તો બધાની મોટેલો ભરાય પણ તમારી ભરાય નહીં. સરસમાં સરસ કરી હોય તો ય ના ભરાય.

## કોઈને દોષ દેવાય એમ છે ?

કોઈ ચીજ એવી નથી કે જે આ પુણ્યશાળીને ના મળે, પણ પુણ્યૈ એવી પૂરી લાવ્યા નથી તેથી. નહીં તો હરેક ચીજ જેવી જોઈએ એવી મળે એવું છે, પણ લોકો લૌકિક જ્ઞાનમાં પડ્યા છે અને ત્યાં સુધી કોઈ દહાડો 'વસ્તુ' પ્રાપ્ત થાય નહીં. એક તો મગજનો જરા આકરો હોય, એમાં પછી એને આવું જ્ઞાન મળે કે બૂધે નાર પાંસરી. એટલે એને જોઈતું હતું તે મળ્યું ! આ જ્ઞાન મળ્યું એ જ્ઞાન એને ફળ આપે કે ના આપે ? પછી શું થાય ? જે સ્ત્રીના પેટે તીર્થંકરો જન્મ્યા એ સ્ત્રીની દશા તો જુઓ, તમે કેવી કરી ? કેટલો અન્યાય છે ? કારણ કે જે સ્ત્રીને પેટે ચોવીસ તીર્થંકરો જન્મે, બાર ચક્રવર્તીઓ જન્મે, વાસુદેવ જન્મે ત્યાં ય પણ આવું કર્યું ? ભલે તમને કડવો અનુભવ થયો. તેમાં સ્ત્રી જાતિને શા માટે વગોવી ? તમે બાર રૂપિયા ડઝનના ભાવની કેરી લાવો પણ એ ખાટી નીકળે અને ત્રણ રૂપિયા ડઝનના ભાવની કેરી બહુ મીઠી નીકળે. એટલે ઘણી વખત વસ્તુ ભાવ ઉપર આધાર નથી રાખતી, તમારી પુણ્યૈ ઉપર આધાર રાખે છે. તમારી પુણ્યૈ જો જોર કરેને, તો કેરી એવી મીઠી નીકળે, ને આ ખાટી નીકળી એમાં તારી પુણ્યૈએ જોર ના કર્યું, તેમાં કોઈને દોષ કેમ અપાય ?

એટલે આ તો પુણ્યૈ કાચી પડે છે, બીજું શું છે તે આ ? મોટો

ભાઈ મિલકત આપતો ના હોય તો કંઈ મોટાભાઈનો દોષ છે ? આપણી પુણ્યૈ કાચી પડી ગઈ. એમાં દોષ કોઈનો છે નહીં. આ તો પુણ્યૈને એ સુધારતો નથી અને મોટાભાઈ જોડે નર્યાં પાપ બાંધે છે ! પછી પાપના દડિયા ભેગા થાય છે.

આપણને મકાનની અડચણ હોય ને કોઈ માણસ મદદ કરે અને મકાન આપણને રહેવા આપે, તો જગતના મનુષ્યોને એની પર રાગ થાય અને જ્યારે એ મકાન લઈ લેવા ફરે તો એની પર દ્વેષ થાય. આ રાગ-દ્વેષ છે, હવે ખરેખર તો રાગ-દ્વેષ કરવાની જરૂર નથી, એ નિમિત્ત જ છે. એ આપનારો ને લઈ લેનારો, બન્ને નિમિત્ત છે. તમારો પુણ્યનો ઉદય હોય ત્યારે એ આપવા માટે ભેગા થાય, પાપનો ઉદય હોય ત્યારે લેવા માટે ભેગો થાય. એમાં કશો એનો દોષ નથી. તમારા ઉદયનો આધાર છે. સામાનો કિંચિત્‌માત્ર દોષ નથી. એ નિમિત્તમાત્ર છે. એવું આપણું જ્ઞાન કહે છે, કેવી સુંદર વાત કરે છે !

અજ્ઞાનીને તો કોઈક મીઠું મીઠું બોલે ત્યાં આગળ રાગ થાય ને કડવું બોલે ત્યાં દ્વેષ થાય. સામો મીઠું બોલે છે તે પોતાની પુણ્યૈ પ્રકાશિત છે ને સામો કડવું બોલે છે, તે પોતાનું પાપ પ્રકાશિત છે. તેથી મૂળ વાતમાં, બેઉ સામા માણસને કશી લેવાદેવા નથી. બોલનારને કશી લેવાદેવા નથી. સામો માણસ તો નિમિત્ત જ થાય છે. જે જશનો નિમિત્ત હોય એનાથી જશ મળ્યા કરે અને અપજશનો નિમિત્ત હોય એનાથી અપજશ મળ્યા કરે. એ નિમિત્ત જ છે ખાલી. એમાં કોઈનો દોષ નથી.

**પ્રશ્નકર્તા** : બધા નિમિત્ત જ ગણાય ને ?

**દાદાશ્રી** : નિમિત્ત સિવાય આ જગતમાં કોઈ ચીજ બીજી છે જ નહીં. જે છે તે ય નિમિત્ત જ છે.

## એનો આધાર છે પુણ્ય અને પાપનો !

**પ્રશ્નકર્તા** : કેટલાક જૂઠું બોલે તો સત્યમાં ખપી જાય છે અને કેટલાક સાચું બોલે તો પણ જૂઠામાં ખપી જાય છે. એ શું પઝલ (કોયડો) છે ?

**દાદાશ્રી :** એ એનાં પાપ અને પુણ્યના આધારે બને છે. એનાં પાપનો ઉદય હોય તો એ સાચું બોલે તો પણ જૂઠમાં ખપે. જ્યારે પુણ્યનો ઉદય હોય ત્યારે જૂઠું બોલે તો પણ લોકો એને સાચું સ્વીકારે, ગમે તેવું જૂઠું કરે તો ય ચાલી જાય.

**પ્રશ્નકર્તા** : તો એને કંઈ નુકસાન નહીં ?

**દાદાશ્રી :** નુકસાન તો ખરું, પણ આવતા ભવનું. આ ભવમાં તો એને ગયા અવતારનું ફળ મળ્યું. અને આ જૂઠું બોલ્યાને, તેનું ફળ એને આવતા ભવે મળે. અત્યારે આ એણે બીજ રોપ્યું. બાકી, આ કંઈ પોપાબાઈનું રાજ નથી કે ગમે તેવું ચાલે !

## એ કપલમાં કોણ પુણ્યશાળી ?

એક ભાઈ મારી પાસે આવેલા. તે મને કહે, 'દાદા, હું પરણ્યો તો ખરો પણ મને મારી બૈરી ગમતી નથી.' ત્યારે મેં કહ્યું, 'કેમ ભાઈ, ના ગમવાનું શું કારણ ?' ત્યારે ભઈ કહે છે, 'એ જરા પગે લંગડી છે, લંગડાય છે.' પછી મેં પૂછ્યું, 'તે તારી બૈરીને તું ગમે છે કે નહીં.' ત્યારે એ કહે છે, 'દાદા, હું તો ગમું તેવો જ છુંને ! રૂપાળો છું, ભણેલો-ગણેલો છું ને ખોડ-ખાંપણ વગરનો છું.' ત્યારે મેં કહ્યું, 'તે એમાં ભૂલ તારી જ. તેં એવી તે કેવી ભૂલ કરેલી કે તને લંગડી મળી ને એણે એવાં કેવાં સરસ પુણ્ય કરેલાં કે તું આવો સારો તેને મળ્યો ! અલ્યા, આ તો પોતાના કરેલાં જ પોતાની આગળ આવે છે, તેમાં સામાનો શો દોષ જુએ છે ? જા તારી ભૂલ ભોગવી લે ને ફરી નવી ભૂલ ના કરતો.'

## દર્દમાં પુણ્ય-પાપનો રોલ...

**પ્રશ્નકર્તા** : મનુષ્યને રોગ થાય છે, તેનું શું કારણ ?

**દાદાશ્રી :** તે પોતે ગુના કરેલા બધા, પાપ કરેલાં, તેના આ રોગ થાય.

**પ્રશ્નકર્તા** : પણ આ નાનાં નાનાં છોકરાંઓએ શું ગુનો કર્યો ?

**દાદાશ્રી :** બધાએ પાપ કરેલાં, તેના આ રોગ બધા. પૂર્વભવમાં

જે પાપો કરેલાં છે, તેનું ફળ આવ્યું અત્યારે. નાનાં છોકરાંઓ દુઃખ ભોગવે એ બધું પાપનું ફળ અને શાંતિ ને આનંદ ભોગવે છે એ પુણ્યનું ફળ. પાપ ને પુણ્યનું ફળ, બે મળે છે. પુણ્ય છે તે ક્રેડીટ છે અને પાપ એ ડેબીટ છે.

**પ્રશ્નકર્તા** : આપણને અત્યારે આ ભવમાં કંઈ દર્દ થાય, રોગ થાય તો એ આપણા ગયા ભવનાં કર્મનું ફળ છે, તો પછી આપણે અત્યારે કોઈ પણ દવા લઈએ, તો એ આપણને કેવી રીતે સુધારે, એ વ્યવસ્થિત જ છે તો પછી ?

**દાદાશ્રી :** એ દવા લો છો તે ય વ્યવસ્થિત હોય તો જ લેવાય, નહીં તો લેવાય નહીં. આપણને ભેગી જ ના થાય.

**પ્રશ્નકર્તા** : અને કેટલી બધી જાતની દવાઓ લે તો ય એને દવા અસર ના કરે, મટે નહીં એનાથી. એવું ય બને, દાદા.

**દાદાશ્રી :** ઊલટા પૈસા ખૂટી પડે અને મરવાનું થાય. જ્યારે પુણ્ય પ્રકાશવાનું થાય ત્યારે સહેજે અમથી અમથી વાત વાતમાં ટામેટાનો રસ પીવે તો ય મટી જાય. એટલે પુણ્ય ઉપર આધાર રાખે છે. તમારું પુણ્ય ફળ આપવા તૈયાર થઈ જાય તો બધું એમ ફ્રી ઓફ કોસ્ટ મળી જાય અને પાપ ફળ આપવા તૈયાર થઈ જાય, તો સારી વસ્તુ હોય તે ય અવળી પડે.

માંદગીમાં પુણ્યથી ભોગવટો ઓછો થઈ જાય. માંદગીમાં પાપથી ભોગવટો વધારે થઈ જાય. પુણ્ય ના હોય તો આખું ય ભોગવવું પડે.

હવે પુણ્ય હોય તો, વૈદરાજ સારા મળી આવે. ટાઈમ ભેગો થાય. બધું ભેગું થઈ અને શાંતિ રહે. દર્દ ડૉક્ટરે મટાડ્યું ? પુણ્યૈ મટાડી દીધું અને પાપથી ઊભું થયું'તું. ત્યારે બીજું કોણ મટાડે ? ડૉક્ટર નિમિત્ત છે !

**પ્રશ્નકર્તા** : રોગ થવો એ પાપનો ઉદય કહેવાય ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું તે ? આ રોગ તે પાપ ને નિરોગીપણું એ પુણ્ય.

## આયુષ્ય લાંબું સારું કે ટૂંકું ?

**પ્રશ્નકર્તા** : વધારે પડતી આવરદા, વધારે પડતું આયુષ્ય એ પુણ્યનું ફળ છે કે પાપનું ફળ છે ?

**દાદાશ્રી** : હા. લોકોને ગાળો દેવા ને લોકોને નિંદા કરવા જો અવતાર હોય તો પાપનું ફળ ! પોતાના આત્માના ભલા માટે કે બીજાના ભલા માટે એ વધુ જીવે, એ પુણ્યનું ફળ.

પુણ્યશાળીને આયુષ્ય લાંબું હોય, જરા ઓછું પુણ્ય હોય તો આયુષ્ય તૂટી જાય, વચ્ચે રસ્તામાં ! હવે કોઈક માણસ બહુ પાપી હોય, ને આયુષ્ય લાંબું હોય તો ? તે ભગવાને શું કહ્યું કે પાપીનું આયુષ્ય કેવું હોવું જોઈએ ? આપણે પૂછીએ ભગવાનને કે ''પાપીનું આયુષ્ય કેટલું સારું ગણાય ?'' ત્યારે કહે કે, 'જેટલો ઓછો જીવે એટલું સારું.' કારણ કે એવા પાપના સંજોગોમાં છે એટલે ઓછો જીવે તો એ સંજોગો બદલાય એના ! પણ એ ઓછો જીવે નહીંને ! આ તો લેવલ કાઢવા માટે આપણને કહે છે અને વધારે જીવે, તે સો વર્ષેય પૂરાં કરે અને એટલા બધા પાપના દડિયા ભેગા કરે કે કેટલે ઊંડે જાય એ તો એ જ જાણે ! અને પુણ્યશાળી માણસ વધુ જીવે તે ઘણું સારું.

## પરભવની પોટલીઓ શેની ?

પરદેશની કમાણી પરદેશમાં જ રહેશે. આ મોટર-બંગલા, મિલો, બૈરી-છોકરાં બધું જ અહીં મૂકીને જવું પડશે. આ છેલ્લે સ્ટેશને તો કોઈના ય બાપનું ચાલે તેમ નથીને ! માત્ર પુણ્ય અને પાપ સાથે લઈ જવા દેશે. બીજી સાદી ભાષામાં તને સમજાવું તો અહીં જે જે ગુના કર્યા તેની કલમો સાથે આવશે. એ ગુનાની કમાણી અહીં જ રહેશે અને પછી કેસ ચાલશે. કલમોના હિસાબે નવો દેહ પ્રાપ્ત કરી ફરીથી નવેસરથી કમાણી કરીને દેવું ચૂકવવું પડશે ! માટે મૂઆ, પહેલેથી જ પાંસરો થઈ જાને ! 'સ્વદેશ'માં તો બહુ જ સુખ છે. પણ 'સ્વદેશ' જોયો જ નથીને !

**પ્રશ્નકર્તા** : મનુષ્ય અવતારમાં સત્કાર્યો કર્યા બાદ તેના દેહવિલય બાદ એ આત્માની પરિસ્થિતિ કઈ ?

**દાદાશ્રી :** સત્‌કાર્યો કરે તો પુણ્યૈ બંધાય. એ ક્રેડિટ થાય, તો મનુષ્યમાં સારે ઘેર અવતાર મળે. રાજા થાય કે વડો પ્રધાન થાય અગર એથી ય વધારે સત્કાર્યો કર્યાં હોય તો દેવગતિમાં જાય. સત્કાર્ય કરે એ ક્રેડિટ કહેવાય, એ પછી ક્રેડિટ ભોગવવા જાય અને ખરાબ કાર્યો કરે એ ડેબિટ ભોગવવા જાય પછી, બે પગના ચાર પગ થાય ! આ તમે એસ.ઈ. થયા છો, તે ક્રેડિટને લઈને ! અને ડેબિટ હોય તો મિલમાં નોકરી કરવી પડે. આખો દહાડો મહેનત કરે તો ય પૂરું જ ના થાય. એટલે આ ક્રેડિટ-ડેબિટના આધારે આ ચાર ગતિ અને ક્રેડિટ-ડેબિટ ઉત્પન્ન ના થયું તો મોક્ષગતિમાં જાય.

સ્વાર્થ કરે ત્યારે પાપકર્મ બંધાય અને નિઃસ્વાર્થ કરે ત્યારે પુણ્યકર્મ બંધાય. પણ બન્નેય કર્મ છેને ? પેલું પુણ્યકર્મનું ફળ છે તે સોનાની બેડી અને પાપકર્મનું ફળ લોઢાની બેડી. પણ બેઉ બેડીઓ જ છેને ?

## ફેર, સ્વર્ગ અને મોક્ષ તણો...

**પ્રશ્નકર્તા** : સ્વર્ગ અને મોક્ષની વચ્ચે શો ફરક છે ?

**દાદાશ્રી :** સ્વર્ગ તો અહીં જે પુણ્યૈ કરીને જાય ને, પુણ્યૈ એટલે સારાં કામ કરે, શુભ કામ કરે, એટલે લોકોને દાન આપે, કોઈને દુઃખ ના થવા દે, કોઈને મદદ કરે, ઓબ્લાઈઝિંગ નેચર રાખે, એવાં કર્મ નથી કરતા લોકો ?

**પ્રશ્નકર્તા** : કરે છે.

**દાદાશ્રી :** એટલે સારાં કામ કરે તો સ્વર્ગમાં જાય અને ખરાબ કામ કરે તો નર્કમાં જાય. અને સારા-ખોટાનું મિક્ષ્ચર કરે, પણ તેમાં ઓછાં ખોટાં કરે, તે મનુષ્યમાં આવે. આવી રીતે ચાર ભાગે કામ કર્યાંના ફળ મળતાં રહે અને મોક્ષમાં કામ કરનારો જઈ શકે નહીં. મોક્ષ માટે તો કર્તાભાવ ના રહેવો જોઈએ. આત્મજ્ઞાન મળે એટલે કર્તાભાવ તૂટે અને કર્તાભાવ તૂટે એટલે મોક્ષ થઈ જાય.

## પુણ્યનાં ફળ કેવાં ?

પુણ્ય એટલે જમે રકમ અને પાપ એટલે ઉધાર રકમ. જમે રકમ

જ્યાં વાપરવી હોય ત્યાં વપરાય. દેવલોકને નજરકેદ હોય પણ તેમને ય મોક્ષ તો ના હોય. તમારે ઘેર લગ્ન હોય તો તમે બધું જ ભૂલી જાવ. સંપૂર્ણ મોહમાં તન્મય હોય. આઈસ્ક્રીમ ખાવ તે જીભ ખાવામાં હોય. બેન્ડ વાગે તે કાનને પ્રિય હોય. આંખો વરરાજાના તાનમાં હોય, નાક એ અગરબત્તી ને સેંટમાં જાય. તે પાંચેય ઈન્દ્રિય કામમાં રોકાઈ ગઈ હોય. મન ભાંજગડમાં હોય. આ બધું હોય ત્યાં આત્મા સાંભરે નહીં. તેમ દેવલોકોને સદાય એવું હોય. આથી અનેકગણું વિશેષ સુખ હોય એટલે તે ભાનમાં જ ના હોય. તેમને આત્મા ખ્યાલમાં જ ના હોય. પણ દેવગતિમાં ય કઢાપો-અજંપો ને ઈર્ષા હોય. દેવલોકો ય પછી તો નર્યા સુખોથી કંટાળી જાય. તે કેમનું ? ચાર દિવસ લગ્નમાં લાડવા રોજ જમ્યા હોય તો પાંચમે દિવસે ખીચડી સાંભરે તેવું છે ! તે લોકો ય ઈચ્છે કે ક્યારે મનુષ્યદેહ મળે ને ભરતક્ષેત્રે સારા સંસ્કારી કુટુંબમાં જન્મ થાય ને જ્ઞાની પુરુષનો ભેટો થઈ જાય. જ્ઞાની પુરુષ મળે તો જ ઉકેલ આવે તેમ છે. નહીં તો ચતુર્ગતિની ભટકામણ તો છે જ.

## પાપનાં ફળ કેવાં ?

આત્મા ઉપર એવાં પડ છે, આવરણ છે કે એક માણસને અંધારી કોટડીમાં ગોંધી રાખે ને તેને માત્ર બે વખત ખાવાનું નાખે અને જે દુઃખનો અનુભવ થાય તેવાં અપાર દુઃખોનો અનુભવ આ ઝાડ-પાન વગેરે એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના જીવોને થાય. આ પાંચ ઈન્દ્રિયવાળા મનુષ્યોને આટલું દુઃખ છે તો જેને ઓછી ઈન્દ્રિય છે તેને કેટલું દુઃખ હશે ? પાંચથી છઠ્ઠી ઈન્દ્રિયવાળો કોઈ નથી. આ ઝાડ-પાન ને જાનવર એ તિર્યંચ ગતિ. તે તેમને સખત કેદની સજા છે. આ મનુષ્યગતિ તે સાદી કેદવાળા અને આ નર્કગતિમાં તો ભયંકર દુઃખ, તેનું જેમ છે તેમ વર્ણન કરું તો સાંભળતાં જ મનુષ્ય મરી જાય. ચોખા ઉકાળે ને ઊછળે તેનાથી લાખગણું દુઃખ થાય. એક અવતારમાં પાંચ-પાંચ વખત મરણવેદના અને છતાં પણ મરણ ના થાય. ત્યાં દેહ પારા જેવા હોય. કારણ કે તેમને વેદવાનું હોય, એટલે મરણ ના થાય. તેમનાં અંગેઅંગ છેદાય ને પાછાં જોડાય. વેદના ભોગવ્યે જ છૂટકો. નર્કગતિ એટલે જન્મટીપની સજા.

## પાપ-પુણ્યના ગલન ટાણે...

પાપનું પૂરણ કરે છે તે જ્યારે ગલન થશે ત્યારે ખબર પડશે ! ત્યારે તારાં હાંજા ગગડી જશે ! દેવતા ઉપર બેઠા હોઈએ તેવું લાગશે !! પુણ્યનું પૂરણ કરીશ ત્યારે ખબર પડશે કે કેવી ઓર મજા આવે છે ! માટે જેનું જેનું પૂરણ કરો તે જોઈ વિચારીને કરજો, કે ગલન થાય ત્યારે પરિણામ કેવું થાય છે ! પૂરણ કરતાં સતત ખ્યાલ રાખજો, પાપ કરતાં કોઈને છેતરીને પૈસો ભેગો કરતાં સતત ખ્યાલ રાખજો કે એ ય ગલન થવાનું છે. એ પૈસા બેન્કમાં મૂકશો તો તેય જવાના તો છે જ. એનું ય ગલન તો થશે જ. અને એ પૈસો ભેગો કરતાં જે પાપ કર્યું, જે રૌદ્રધ્યાન કર્યું, તે તેની કલમો સાથે આવવાની તે વધારામાં અને જ્યારે એનું ગલન થશે ત્યારે તારી શી દશા થશે ?

## પુણ્ય પરવાર્યું તે પાડે વિખૂટા જ્ઞાનીથી...

પુણ્યૈનો સ્વભાવ કેવો ? ખર્ચાઈ જાય. કરોડ મણ બરફ હોય પણ તેનો સ્વભાવ કેવો હોય ? ઓગળી જાય તેવો.

તારો અમારી સાથેનો સંયોગ પુણ્યના આધારે છે. તારું પુણ્ય ખલાસ થાય એમાં અમે શું કરીએ ? અને તું માની બેસે કે આ સંજોગો જ મારે જોઈએ પછી શું થાય ? માર ખાઈ જશે. માથું હઉ તૂટી જશે. જેટલો મળ્યો એટલો લાભ. એનો આનંદ માણવો કે મારું પુણ્ય જાગ્યું છે. તું એમ માને છે કે આ ધારેલો સંયોગ ભેગો થાય ?

**પ્રશ્નકર્તા** : એવું નહીં.

**દાદાશ્રી :** ત્યારે ? આ કાયદેસર જ છેને ? કે ગેરકાયદેસર હશે ?

**પ્રશ્નકર્તા** : કાયદેસર જ.

**દાદાશ્રી :** ત્યાર પછી માની બેસીએ તો શું થાય ? એ તો કો'ક ફેરો પુણ્ય જાગે ત્યારે ભેગો થઈ જાય. પછી વિખૂટા પડે ત્યારે ખબર પડી જાય. માટે વિખૂટા પડેલી સ્થિતિમાં અનુભવ કર્યો હોય તો પછી વાંધો નહીં ને આપણને ? ભાગેડુવૃત્તિથી કંઈ કર્મથી છૂટાય ? હું

વડોદરામાં હોઉં, તું વડોદરામાં હોઉં, તો ય કર્મ ભેગા નહીં થવા દે ! આ જ્ઞાન આપેલું છે, જે વખતે જે ભેગું થયું તે 'વ્યવસ્થિત' ને તેનો સમભાવે નિકાલ કર. બસ, આટલી જ વાત છે.

પુણ્ય હોય ત્યાં સુધી દાદાની પાસે બેસવાનો વખત મળી આવે, એ પુણ્યનો ઉપકાર માનવાનો. આ કાયમનું હોતું હશે કંઈ ? એવી આશા ય કેમ રખાય ?

## કુસંગથી પાપ પેસે !

આ દુનિયામાં મોટામાં મોટો પુણ્યશાળી કોણ? જેને કુસંગ ના અડે. જેને પાપ કરતાં બીક લાગે છે, એ મોટું જ્ઞાન કહેવાય !

કુસંગથી પાપ પેસે અને પછી પાપ કૈડે. આ નવરો પડે ને કોઈ કુસંગ મળી જાય, તે પછી કુસંગથી કૂથલી વધે અને કૂથલીના ડાઘા પડી જાય. આ બધાં દુઃખો છે તે એનાં જ છે. આપણને કોઈનુંય બોલવાનો અધિકાર શો છે ? આપણે આપણું જોવાનું. કોઈ દુઃખી હોય કે સુખી, પણ આપણને એની સાથે શી લેવાદેવા ? આ તો રાજા હોય તો ય તેની કૂથલી કરે. પોતાને કશું જ લાગે-વળગે નહીં એવી પારકી વાત ! ઉપરથી દ્વેષ અને ઈર્ષા અને તેનાં જ દુઃખો છે. ભગવાન શું કહે છે કે વીતરાગ થઈ જા. તું છે જ વીતરાગ, આ રાગ-દ્વેષ શાને માટે ? તું નામમાં પડીશ તો રાગ-દ્વેષ છેને ? અને અનામી થઈ જઈશ તો વીતરાગ થઈ ગયો !

## સદ્ઉપયોગ, આત્માર્થે જ...

એવું છે ને, આ પુણ્યૈ જાગી છે તે ખાવા-પીવાનું ઘેર બેઠાં મળે છે એટલે આ બધું ટી.વી. જોવાનું છે, નહીં તો ખાવા-પીવાનું ઠેકાણું ના હોય તો આખો દહાડો મહેનત કરવા જાય કે ટી.વી જુએ ? એટલે આ પુણ્યનો દુરુઉપયોગ કરે છે. આ પુણ્યનો સદ્ઉપયોગ તો એવો કરવો જોઈએ કે ટાઈમ છે તે આત્મા માટે કાઢવો જોઈએ. છતાં ટી.વી. ના જ જોવો એવો આગ્રહ નહીં, થોડીવાર જોઈએ ખરું, પણ એમાંથી રસ કાઢી નાખવો બધો કે ખોટું છે, આ જોઈએ છીએ તે.

## પરોપકારથી બંધાય પુણ્ય !

**પ્રશ્નકર્તા** : પુણ્યૈ કેવી રીતે સુધરે ?

**દાદાશ્રી :** જે આવે તેને 'આવ ભઈ, બેસ.' તેની આસના-વાસના કરીએ. આપણી પાસે ચા હોય તો ચા ને નહીં તો જે હોય તે, ઢેબરું કકડો હોય તો તે આપીએ. પૂછીએ કે, 'ભઈ, ઢેબરું થોડું લેશો ?' આવો પ્રેમથી વ્યવહાર કરીએ એટલે પુણ્યૈ બધી ભેગી થાય. પારકા સારુ કરવું, એનું નામ પુણ્યૈ. ઘરનાં છોકરાં માટે તો સહુ કોઈ કરે.

**પ્રશ્નકર્તા** : પુણ્યની વૃદ્ધિ થાય એટલા માટે શું કરવું ?

**દાદાશ્રી :** આખો દહાડો લોકો પર ઉપકાર કર કર કરવા. આ મનોયોગ, વાણીયોગ અને દેહયોગ લોકોને માટે વાપરવા, એનું નામ પુણ્ય.

## પુણ્ય-પાપ, પતિ-પત્ની વચ્ચે...

**પ્રશ્નકર્તા** : પતિ-પત્ની બન્ને લગભગ આખો વખત સાથે ને સાથે હોય છે, એમનો વ્યવહાર તો કે એમનાં બન્નેનાં કર્મો પણ જોઈન્ટ બંધાય છે, તો એનાં ફળ એમને કેવી રીતે ભોગવવાનાં હોય છે ?

**દાદાશ્રી :** ફળ તો તમારો ભાવ જેવો હોય એવું તમે ફળ ભોગવો અને એમના ભાવ હોય તેવું એને ફળ ભોગવવાનું છે.

**પ્રશ્નકર્તા** : એવું બને ખરું કે પત્નીના પુણ્યથી પુરુષનું ચાલતું હોય ? કહે છે ને બૈરીના પુણ્યથી આ લક્ષ્મી છે કે ઘરમાં બધું સારું છે, એવું બને ખરું ?

**દાદાશ્રી :** એ તો આપણા લોકોએ, એક કોઈક માણસ બૈરીને બહુ મારતો હતોને, તો તેને સમજણ પાડી કે મૂઆ, આ તારી બૈરીનું નસીબ તો જો, શું કામ માર મારે છે ? એનાં પુણ્યનું તો તું ખઉં છું. ત્યાર પછી વાત ચાલુ થઈ ગઈ. બધા જીવમાત્ર પોતાના પુણ્યનું જ ખાય છે. સહુ સહુના પોતાના પુણ્યનું જ બધું ભોગવે છે. કોઈને કશું લેવા-દેવા ય નથી પાછી. એક કિંચિત્ વાળ પૂરતી ય ભાંજગડ નથી.

**પ્રશ્નકર્તા** : આમ દાન કરે, કોઈ શુભ કર્મ કરે, દાખલા તરીકે પુરુષ દાન કરે, સ્ત્રી એમાં સહમત હોય. તેનો સહકાર હોય, તો બન્નેને ફળ મળે ?

**દાદાશ્રી :** પુરુષ એટલે કરનાર અને સહકાર હોય એટલે કર્તા પ્રત્યે અનુમોદનાર. કરનાર, કરાવનાર અને કર્તા પ્રત્યે અનુમોદનાર, કોઈએ તમને કહ્યું હોય કે આ કરજો, કરવા જેવું છે, એ કરાવનાર કહેવાય. તમે કરનાર કહેવાઓ અને સ્ત્રી વાંધો ના ઉઠાવે એ કર્તા પ્રત્યે અનુમોદનાર. આ બધાને પુણ્ય મળે. પણ કરનારને ભાગે પચાસ ટકા અને પચાસ ટકા અનુમોદનાર એ બે જણમાં વહેંચાઈ જાય.

**પ્રશ્નકર્તા** : બેન કહે છે અમને પચીસ ટકા આપો એ ના ચાલે.

**દાદાશ્રી :** તો જાતે કરો. ઘરના માણસો તો ધણીને કહે છે કે તમે આ બધું ઊંધા-છતાં કરીને પૈસા લાવો તે તમારું પાપ તમને લાગે, અમારે કંઈ ભોગવવું નથી. અમારે જોઈતું નથી આવું. જે કરે એ ભોગવે અને પેલા કહે છે અમારે નહીં જોઈતું એટલે અનુમોદના ના કરી એટલે એનાથી મુક્ત થઈ ગયા. અને 'આવું કરજે' કહે છે અને ભાગીદાર થઈ ગયો, પાર્ટનરશીપ કરવી હોય તો આપણી મરજીની વાત છે. એમાં કાંઈ ડીડ કરવું પડતું નથી કે સ્ટેમ્પ લાવવો પડતો નથી. વગર સ્ટેમ્પે ચાલે છે.

## 'પ્યાલા ફૂટ્યા તો ય પુણ્ય બાંધ્યું ?'

કોઈ કહેશે કે, 'અમને જ્ઞાન મળ્યું નથી, સમકિત થયું નથી તો મારે શું કરવું ? મારે બીજી ખોટ નથી ખાવી !' તો હું એને કહી દઉં કે, 'એ મંતર શીખી જા, કે પ્યાલા ફૂટી જાય એટલે બોલજો કે, 'ભલું થયું ભાંગી જંજાળ, હવે નવા પ્યાલા લાવીશું.' તે એનાથી પુણ્ય બંધાય. કારણ કે ચિંતા કરવાની જગ્યાએ એણે આનંદ કર્યો માટે પુણ્ય બંધાય. આટલું જરા આવડી જાયને તો બહુ થઈ ગયું ! અમને નાનપણથી આવી સમજણ હતી, કોઈ દહાડો ચિંતા જ નથી કરી. કશુંક બને કરે કે તે ઘડીએ આવું કંઈક મહીં આવી જ જાય. આમ શિખવાડીને ના આવડે, પણ તરત જ હાજરજવાબ બધો આવી જ જાય.

## કોઈના નિમિત્તે કોઈને મળે ?

**પ્રશ્નકર્તા** : જેને માટે વાપર્યું એને ભાગે પુણ્ય જાયને ? નહીં કે તમને. તમે જેને માટે જે કાર્ય કરો છે, એનું ફળ એને જાય ? આપણે જેના માટે જે કાર્ય કરીએ એનું પુણ્ય કરીએ, તે એને મળે, આપણને ના મળે ? કરે એને ના મળે ?

**દાદાશ્રી :** આપણે કરીએ ને પેલાને મળે ? એવું સાભળ્યું છે કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા** : એના નિમિત્તે આપણે કરીએ છીએને ?

**દાદાશ્રી :** એના નિમિત્તે આપણે કરોને, એના નિમિત્તે આપણે ખાતાં હોય તો શો વાંધો ? ના, ના. એ બધું આમાં ફેર નથી. આ તો બનાવટ કરીને લોકોને અવળે રસ્તે ચઢાવે, એના નિમિત્તે ! એને ખાવાનું ના હોય ને આપણે ખાઈએ તો શું ખોટું ? બધું કાયદેસર જગત છે આખું ! તમે કરો તો તમારે જ ભોગવવાનું. બીજા કોઈને લેવા-દેવા નથી.

## વાહ વાહમાં વપરાયું પુણ્ય !

**પ્રશ્નકર્તા** : આ કહો છો એવો કાયદો હોય તો તો હીરાબાની પાછળ તમે વાપર્યું એટલે તમને પુણ્ય મળે.

**દાદાશ્રી :** મને શું મળે ? અમારે લેવાદેવા નહીં, મારે તો કશી લેવાદેવા જ નહીંને ! આમાં પુણ્ય બંધાય નહીં આ. આ તો પુણ્ય ભોગવાઈ જાય. વાહ વાહ બોલાઈ જાય.

અગર તો કોઈ ખરાબ કરી જાય તો, 'મૂઆએ જુઓને, બગાડયું બધું' કહેશે. એટલે અહીંનું અહીં જ બધું થઈ જાય. હાઈસ્કૂલ બંધાવી'તી, તે અહીંને અહીં જ વાહ વાહ થઈ ગઈ. ત્યાં કંઈ મળે નહીં.

**પ્રશ્નકર્તા** : સ્કૂલ તો છોકરાઓ માટે બનાવી, એ લોકો ભણ્યા-ગણ્યા, સદ્‌વિચાર ઉત્પન્ન થાય.

**દાદાશ્રી :** એ જુદી વસ્તુ છે. પણ તમારી વાહ વાહ થઈ, તે થઈ ગયું. વપરાઈ ગયું.

## ટેન્ડર પાસ કરવા ખપે પુણ્યૈ...

**પ્રશ્નકર્તા** : બધા લોકો લક્ષ્મીની પાછળ બહુ દોડે છે. તો એનું 'ચાર્જ' વધારે થાયને, તો એને આવતા ભવે લક્ષ્મી વધારે મળવી જોઈએ ને ?

**દાદાશ્રી :** આપણે લક્ષ્મી ધર્મને રસ્તે વાપરવી જોઈએ, એવું ચાર્જ કર્યું હોય તો વધારે મળે.

**પ્રશ્નકર્તા** : પણ આમ મનથી ભાવ કર્યા કરે કે મને લક્ષ્મી મળે, તો આવતા ભવમાં, આ ભાવ કર્યા એ 'ચાર્જ' કર્યું, તો એને કુદરત લક્ષ્મી પૂરી ના પાડે ?

**દાદાશ્રી :** ના, ના. એનાથી લક્ષ્મી ના મળે. આ લક્ષ્મી મળવાના જે ભાવ કરે છે ને તેનાથી લક્ષ્મી મળતી હોય તો ય ના મળે. ઊલટા અંતરાય પડે. લક્ષ્મી સંભારવાથી મળે નહીં, એ તો પુણ્ય કરવાથી મળે.

'ચાર્જ' એટલે પુણ્યનું ચાર્જ કરે તો લક્ષ્મી મળે. એ ય લક્ષ્મી એકલી ના મળે. પુણ્યના ચાર્જમાં જેની ઈચ્છા હોય, કે મને લક્ષ્મીની બહુ જરૂર છે, તો એને લક્ષ્મી મળે. કોઈ કહેશે, મારે તો ફક્ત ધર્મ જ જોઈએ. તો ધર્મ એકલો મળી જાય અને પૈસા ના ય હોય. એટલે એ પુણ્યનું પાછું આપણે ટેન્ડર ભરેલું હોય કે આવું મારે જોઈએ છે. એ મળવામાં પુણ્ય વપરાય.

કોઈ કહેશે, 'મારે બંગલા જોઈએ, મોટરો જોઈએ, આમ જોઈએ, તેમ જોઈએ.' તો પુણ્ય એમાં વપરાઈ જાય. તો ધર્મમાં કશું ના રહે. અને કોઈ કહેશે, મારે ધર્મ જ જોઈએ. મોટરો ના જોઈએ. મારે તો આવડી બે રૂમો હશે તો ય ચાલશે પણ ધર્મ જ વધારે જોઈએ. તો એને ધર્મ વધારે હોય ને બીજું ઓછું હોય. એટલે એ પુણ્યનું પોતાના હિસાબે પાછું ટેન્ડર ભરે.

## દાન એટલે વાવીને લણો !

**પ્રશ્નકર્તા** : આત્માને અને દાનને કંઈ સંબંધ નથી તો પછી આ દાન કરવું જરૂરી કે નહીં ?

**દાદાશ્રી :** દાન એટલે શું ? કે આપીને લ્યો. આ જગત પડઘા સ્વરૂપ છે. એટલે જે તમે કરોને તેવા પડઘા પડશે, એના વ્યાજ સાથે. એટલે તમે આપો અને લ્યો. આ ગયે અવતારે આપ્યું, સારા કામમાં પૈસો વાપરેલો એવું કંઈ કરેલું, તેનું આપણને ફળ મળ્યું, હવે ફરી આવું ના કરું તો પછી ધૂળધાણી થઈ જાય. આપણે ખેતરમાંથી ઘઉં તો લઈ આવ્યા ચારસો મણ, પણ ભઈ એ પચાસ મણ વાવવા ન ગયા તો પછી ?

**પ્રશ્નકર્તા** : તો ઊગે નહીં.

**દાદાશ્રી :** એવું આ બધું. એટલે આપવાનું. આ પડઘો જ પડશે, પાછું આવશે, અનેકગણું થઈને. ગયે અવતારે આપેલું તેથી તો અમેરિકા અવાયું, નહીં તો અમેરિકા આવવાનું સહેલું છે કંઈ ? કેટલાં પુણ્ય કર્યાં હોય ત્યારે આ પ્લેનમાં બેસવાનું મળે છે, કેટલાય લોકોએ પ્લેન તો જોયું ય નથી !

**પ્રશ્નકર્તા** : જેમ ઈન્ડિયાની અંદર કસ્તુરભાઈ લાલભાઈની પેઢી હોય તો એ બે-ત્રણ-ચાર પેઢી સુધી ચાલ્યા કરે. એના છોકરાંઓના છોકરાં સુધી, જ્યારે અહીંયાં (અમેરિકામાં) કેવું છે કે પેઢી હોય, પણ બહુ બહુ તો છ-આઠ વર્ષમાં બધું ખતમ થઈ જાય, કાં તો પૈસા હોય તો જતા રહે અને ના હોય તો પૈસા આવી પણ જાય. તો એનું કારણ શું હશે ?

**દાદાશ્રી :** એવું છેને, ત્યાંની જે પુણ્યૈ છેને, ઈન્ડિયાની પુણ્યૈ, એ પુણ્યૈ એવી ચીકણી હોય છે, કે ધો ધો કરીએ તો ય જાય નહીં, અને પાપે ય એવાં ચીકણાં હોય છે કે ધો ધો કરીએ તો ય જાય નહીં, એટલે વૈષ્ણવ હોય કે જૈન હોય, પણ એણે પુણ્યૈ એવી સજ્જડ બાંધેલી હોય છે કે ધો ધો કરે તો ય જાય નહીં. તે પેટલાદના દાતાર શેઠ, રમણલાલ શેઠ તે સાત પેઢીથી એ ઘર આવેલું. પાવડેથી ખોંપી ખોંપીને ધન આપ આપ કરે લોકોને, તો ય કોઈ દહાડો ખૂટ્યું નહીં. એમણે પુણ્યૈ સજ્જડ બાંધેલી, સચોટ. અને પાપેય એવા સચોટ બાંધે, સાત-સાત પેઢી સુધી ગરીબાઈ ના જાય. પાર વગરનાં દુઃખ ભોગવે, એટલે એક્સેસેય (વધારે) થાય છે અને મિડિયમેય રહે છે.

અહીં (અમેરિકામાં) તો ઉભરાય છે ય ખરું, પાછું બેસી ય જાય, ને પાછું ઉભરાય છે ય ખરું. બેસી ગયા પછી ય પાછું ઉભરાય. અહીં વાર નથી લાગતી ને ત્યાં (ઈન્ડીયામાં) તો બેસી ગયા પછી ઉભરાતાં બહુ ટાઈમ જાય. એટલે ત્યાં તો સાત-સાત પેઢી સુધી ચાલતું. હવે બધી પુણ્યૈઓ ઘટી ગઈ છે. કારણ કે શું થાય છે ? કસ્તુરભાઈને ત્યાં જન્મ કોણ લે ? ત્યારે કહે, એવા પુણ્યશાળી એમના જેવા જ હોય તે જ ત્યાં જન્મ લે. પછી એને ત્યાં કોણ જન્મે ? એવો જ પુણ્યશાળી પાછો ત્યાં જન્મે. એ કસ્તુરભાઈની પુણ્યૈ નથી કામ કરતી. એ પાછો બીજો એવો આવ્યો હોય તે પછી એની પુણ્યૈ, એટલે કહેવાય કસ્તુરભાઈની પેઢી, અને અત્યારે તો એવા પુણ્યશાળી છે જ ક્યાં તે ? આ હમણે આ છેલ્લાં પચ્ચીસ વર્ષમાં તો કોઈ ખાસ એવું નથી.

## બે નંબરી નાણાનું દાન...

**પ્રશ્નકર્તા** : બે નંબરના રૂપિયાનું દાન આપે તો તે ન ચાલે ?

**દાદાશ્રી :** બે નંબરનું દાન ખરેખર ના ચાલે. પણ છતાંય કોઈ માણસ ભૂખે મરતો હોય અને બે નંબરનું દાન આપે તો પેલાને ખાવા માટે ચાલે ને બે નંબરનું અમુક કાયદેસર વાંધો આવે, બીજી રીતે વાંધો નથી આવતો. એ નાણું હોટલવાળાને આપે તો એ લે કે ના લે ?

**પ્રશ્નકર્તા** : લઈ લે.

**દાદાશ્રી :** હા, તે વ્યવહાર ચાલુ જ થઈ જાય.

**પ્રશ્નકર્તા** : ધર્મમાં બે નંબરનો પૈસો છે તે વપરાય છે હમણાંના જમાનામાં, તો એમાંથી લોકોને પુણ્ય ઉપાર્જન થાય ખરું ?

**દાદાશ્રી :** ચોક્કસ થાયને ! એને ત્યાગ કર્યોને એટલો ! પોતાની પાસે આવેલાનો ત્યાગ કર્યોને ! પણ એમાં હેતુ પ્રમાણે પછી એ પુણ્ય એવું થઈ જાય, હેતુવાળું ! આ પૈસા આપ્યા તે એક જ વસ્તુ જોવાતી નથી. પૈસાનો ત્યાગ કર્યો એ નિર્વિવાદ. બાકી પૈસા ક્યાંથી આવ્યા, હેતુ શો, આ બધું પ્લસ-માઈનસ થતાં જે બાકી રહેશે એ એનું. એનો હેતુ શો કે સરકાર લઈ જશે એના કરતાં આમાં નાખી દોને !

## શાસ્ત્ર વાંચન, પાપક્ષય કરે ?

**પ્રશ્નકર્તા** : સત્શાસ્ત્રોના વાચનથી પાપોનો ક્ષય ના થઈ શકે ?

**દાદાશ્રી :** ના, એનાથી પુણ્ય બંધાય ખરું. પાપોનો ક્ષય ના થાય. બીજું નવું પુણ્ય બંધાય, તે પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય. સત્શાસ્ત્રનો અભ્યાસ કરે, તેમાંથી સ્વાધ્યાય થાય એટલે ચિત્તની એકાગ્રતા, મનની એકાગ્રતા બહુ સુંદર થાય.

## પાપ ધોવાય, પ્રતિક્રમણથી !

**પ્રશ્નકર્તા** : પાપ ધોતાં આવડતું હોય તો ?

**દાદાશ્રી :** એવું ધોતાં ના આવડે. જ્ઞાની પુરુષ જ્યાં સુધી રસ્તો ના દેખાડે ત્યાં સુધી પાપ ધોતાં આવડે નહીં. પાપ ધોવું એટલે શું ? કે પ્રતિક્રમણ કરવું. અતિક્રમણ એટલે પાપ કહેવાય. વ્યવહારની બહાર કંઈ પણ ક્રિયા કરી એ પાપ કહેવાય, અતિક્રમણ કહેવાય. એટલે તેનું પ્રતિક્રમણ કરવું પડે. એટલે પછી પેલા બધાં પાપ ધોવાય, નહીં તો પાપ ધોવાય નહીં.

## ન હોય કદી પસ્તાવો બનાવટી !

**દાદાશ્રી :** આવાં તમે કેટલાં પ્રતિક્રમણ કરો છો ?

**પ્રશ્નકર્તા** : કોઈને દુઃખ થાય તો તરત પસ્તાવો કરું છું.

**દાદાશ્રી :** પસ્તાવો એ તો વેદના થાય છે તે છે. પસ્તાવો એ પ્રતિક્રમણ ના કહેવાય. છતાં એ સારું છે.

**પ્રશ્નકર્તા** : એક બાજુ પાપ કર્યા કરે ને એક બાજુ પસ્તાવો કર્યા કરે. આવું તો ચાલ્યા જ કરે.

**દાદાશ્રી :** એવું નથી થતું. જે માણસ પાપ કરે ને એ જો પસ્તાવો કરે તો એ બનાવટી પસ્તાવો કરી શકતો જ નથી અને સાચો જ પસ્તાવો હોય. પસ્તાવો સાચો હોય એટલે એની પાછળ એક ડુંગળીનું પડ ખસે, પછી ડુંગળી તો આખી ને આખી દેખાય પાછી. ફરી પાછું બીજું પડ

ખસે, હંમેશાં પસ્તાવો નકામો જતો નથી. દરેક ધર્મે પસ્તાવો જ આપ્યો છે. ક્રિશ્ચિયનોને ત્યાં પસ્તાવો જ કરવાનો કહ્યો છે.

## પાપોનું પ્રાયશ્ચિત કઈ રીતે ?

**પ્રશ્નકર્તા** : આપણે કરેલાં પાપો ભગવાનના મંદિરમાં જઈને દર રવિવારે કબૂલ કરી દીધાં હોય તો પછી પાપ માફ થઈ જાયને ?

**દાદાશ્રી :** એવાં જો પાપ ધોવાતાં હોતને તો કોઈ માંદા-સાજા હોય જ નહીંને ? પછી તો કશું દુઃખ હોય જ નહીંને ? પણ આ તો દુઃખ પાર વગરનું પડે છે. માફી માગવાનો અર્થ શું કે તમે માફી માગો તો તમારા પાપનું મૂળ બળી જાય. એટલે ફરી એ ફૂટે નહીં, પણ એનું ફળ તો ભોગવવું જ પડેને !

**પ્રશ્નકર્તા** : કોઈ કોઈ મૂળ તો પાછાં ફરી ફરી નીકળે.

**દાદાશ્રી :** બરાબર બળ્યું ના હોય તો પાછું ફૂટ્યા કરે. બાકી, મૂળ ગમે તેટલું બળી ગયું હોય પણ ફળ તો ભોગવવાં જ પડે. ભગવાનને હઉ ભોગવવાં પડે ! કૃષ્ણ ભગવાનને ય અહીં (પગમાં) તીર વાગ્યું હતું. એમાં ચાલે નહીં, મારે હઉ ભોગવવું પડે !

દરેકના ધર્મમાં માફીનું હોય છે. ક્રિશ્ચિયન, મુસ્લિમ, હિન્દુ બધામાં હોય, પણ જુદી જુદી રીતે હોય.

**પ્રશ્નકર્તા** : પાદરીઓ પણ કહે છે કે અમારી પાસે કન્ફેશન કરી જાવ તો બધાં પાપો નાશ થઈ જાય.

**દાદાશ્રી :** એ કન્ફેસ કરવું સહેલું છે ? તમારાથી કન્ફેસ થાય ખરું ? એ તો અંધારી રાતમાં અંધારામાં કરે છે, પેલો માણસ અજવાળામાં મોઢું નથી દેખાડતો. રાતે અંધારું હશે તો કન્ફેશન કરીશ, કહેશે. અને મારી પાસે તો ચાલીસ હજાર માણસોએ, છોકરીઓએ એમનું બધું કન્ફેશન કરેલું છે. એકેએક ચીજ કન્ફેસ ! આમ લખી આપેલું છે. ઉઘાડા છોગે કન્ફેસ, તો પછી પાપ નાશ થઈ જ જાયને ? કન્ફેસ કરવું સહેલું નથી.

**પ્રશ્નકર્તા** : એટલે આ પ્રતિક્રમણ કરે છે અને એ કન્ફેસ સરખું જ થયુંને પછી ?

**દાદાશ્રી :** ના, એ સરખું ન હોય. પ્રતિક્રમણ તો અતિક્રમણ થાય ને પછી ધો ધો કરવું અને પાછું ડાઘ પડે, પાછું ધોવું અને પાપ કન્ફેસ કરવાં, જાહેર કરવાં એ તો વસ્તુ જુદી છે.

**પ્રશ્નકર્તા** : પ્રતિક્રમણ ને પશ્ચાતાપમાં ફેર શો ?

**દાદાશ્રી :** પશ્ચાતાપ એ બાધે ભારે છે. ક્રિશ્ચિયનો રવિવારે ચર્ચમાં પશ્ચાતાપ કરે છે. જે પાપ કર્યાં તેનો બાધે ભારે પશ્ચાતાપ કરે છે અને પ્રતિક્રમણ તો કેવું છે કે, જેણે ગોળી મારી, જેણે અતિક્રમણ કર્યું, તે પ્રતિક્રમણ કરે. તે જ ક્ષણે ! 'શૂટ ઓન સાઈટ' તેને ધોઈ નાખે. એ ભાવ પ્રતિક્રમણ કહેવાય.

## પસ્તાવાથી ઘટે દંડ !

**પ્રશ્નકર્તા** : પાપને નિર્મૂળ કરવા માટે તો ઉત્તમ માર્ગ પ્રાયશ્ચિત્ત છે. આ બહુ સુંદર વાત છે, તેમ પુરાણમાં સત્પુરુષોએ કહ્યું છે. શું ખૂની માણસ ખૂન કર્યા બદલ પસ્તાવો કરે તો તેને માફી મળી શકે ?

**દાદાશ્રી :** ખૂની માણસ ખૂન કર્યા પછી ખુશ થાય તો એનો જે દંડ બાર મહિનાનો થવાનો હોય, તો તે ત્રણ વર્ષનો થઈ જાય અને ખૂની માણસ ખૂન કર્યા પછી પસ્તાવો કરે તો બાર મહિનાનો જે દંડ થવાનો હોય તે છ મહિનાનો થઈ જાય. કોઈ પણ ખોટું કાર્ય કરીને પછી ખુશ થશો તો તે કાર્ય ત્રણગણું ફળ આપશે. કાર્ય કર્યા પછી પસ્તાવો કરશો કે ખોટું કાર્ય કર્યું તો દંડ ઘટી જાય.

## જ્ઞાનીના જ્ઞાનથી, નિવેડો કર્મોનો !

**પ્રશ્નકર્તા** : ઘણી વખત વ્યવહારમાં જુદી જુદી જાતનાં કર્મો કરવાં પડે છે, જેને ખરાબ કર્મો અથવા પાપકર્મ કહે છે. તો એ પાપકર્મથી કેવી રીતે બચી શકાય ?

**દાદાશ્રી :** પાપકર્મ સામે જેટલું જ્ઞાન હોય એમને, એ જ્ઞાન હેલ્પ

કરે. આપણે અહીંથી સ્ટેશને પહોંચવું હોય, તો સ્ટેશને જવાનું જ્ઞાન આપણને હોય તો તે આપણને પહોંચાડે. પાપકર્મોથી કેવી રીતે બચી શકાય ? એટલે જ્ઞાન જેટલું હોય આમાં, પુસ્તકમાં જ્ઞાન કે બીજા કોઈની પાસે જ્ઞાન હોતું નથી. એ તો વ્યવહારિક જ્ઞાન હોય છે. નિશ્ચય જ્ઞાન એ ફક્ત જ્ઞાનીઓની પાસે હોય. એ પુસ્તકમાં નિશ્ચય જ્ઞાન હોતું નથી. જ્ઞાનીઓના હૃદયમાં છૂપાયેલું હોય છે. એ નિશ્ચય જ્ઞાન જ્યારે આપણે વાણીરૂપે સાંભળીએ ત્યારે આપણો નિવેડો આવે. નહીં તો પુસ્તકમાં વ્યવહારિક જ્ઞાન હોય છે, એય પણ ઘણા ખુલાસા આપી શકે છે. એનાથી બુદ્ધિ વધે છે. મતિજ્ઞાન વધતું જાય. શ્રુતજ્ઞાનથી મતિજ્ઞાન વધે, ને મતિજ્ઞાન પાપથી કેમ છૂટવું એનો નિવેડો લાવે. બાકી, બીજો કોઈ ઉપાય છે નહીં અને બીજુ પ્રતિક્રમણ કરે તો છૂટે. પણ પ્રતિક્રમણ કેવું હોય ? 'શૂટ ઓન સાઈટ' હોવું જોઈએ. દોષ થતાંની સાથે જ પ્રતિક્રમણ કરવામાં આવે તો નિવેડો આવે.

## કરો આ વિધિઓ, પાપોદય વખતે !

**પ્રશ્નકર્તા** : પ્રતિક્રમણ કરવાથી કદાચ નવાં પાપ બંધાય નહીં, પણ જૂનાં પાપ ભોગવવાં તો પડેને ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણથી નવાં પાપ થાય નહીં એ તમારું કહેવું બરોબર છે અને જૂનાં પાપ તો ભોગવ્યે જ છૂટકો છે. હવે ભોગવટો એ ઘટે ખરો, એ માટે મેં પાછો રસ્તો કહ્યો છે કે ત્રણ મંત્રો ભેગા બોલજો તો ય ભોગવટાનું ફળ હલકું કરી આપશે. કોઈ માણસને દોઢ મણનું વજન માથે હોય અને બિચારો આમ કંટાળી ગયો હોય, પણ એને કોઈ વસ્તુ આમ એકદમ જોવાની આવી ગઈ અને દૃષ્ટિ ત્યાં ગઈ તો પેલો એનું દુઃખ ભૂલી જાય, વજન છે છતાં એને દુઃખ ઓછું લાગે. એવું આ ત્રિમંત્રો છેને, એ બોલવાથી પેલું વજન જ લાગે નહીં.

મંત્રનો સાચો અર્થ શો ? મંત્ર એટલે મનને શાંત રાખે તે. ભગવાનની ભક્તિ કરતાં સંસારમાં વિઘ્ન ન આવે એટલા માટે ભગવાને ત્રણ મંત્રો આપેલા. (૧) નવકાર મંત્ર (૨) ૐ નમો ભગવતે વાસુદેવાય (૩) ૐ નમઃ શિવાય. આ મંત્રો એ હેલ્પિંગ વસ્તુ છે. તમે કોઈ દહાડો

ત્રિમંત્ર બોલ્યા હતા ? એક જ દહાડો ત્રિમંત્રો બોલ્યા હતા ? તે જરા વધારે બોલોને એટલે બધું હલકું થઈ જાય અને તમને ભય લાગતો હોય તે ય બંધ થઈ જાય.

પુણ્યનો ઉદય શું કામ કરે ? પોતાનું ધાર્યું બધું જ થવા દે. પાપનો ઉદય શું થવા દે ? આપણું ધારેલું બધું ઊંધું કરી નાખે.

## પાપ ધોવાયાની પ્રતીતિ !

**પ્રશ્નકર્તા** : અમારાં પાપકર્મ માટે અત્યારે કેવી રીતે ધોવું ?

**દાદાશ્રી :** પાપકર્મના તો જેટલા ડાઘા પડ્યા એટલાં પ્રતિક્રમણ કરવાં, એ ડાઘ કઠણ હોય તો ફરી ધો ધો કરવો. ફરી ધો-ધો કરવો.

**પ્રશ્નકર્તા** : એ ડાઘ જતો રહ્યો કે નથી જતો રહ્યો એ ખબર કેવી રીતે પડે ?

**દાદાશ્રી :** એ તો મહીં મન ચોખ્ખું થાયને, તો ખબર પડી જાય. મોઢા પર મસ્તી આવે. તમને ખબર ના પડે, ડાઘ જ જતો રહ્યો ? કેમ ના પડે ? વાંધો શો આવે છે ? અને ના ધોવાય તો ય આપણને વાંધો નથી. તું પ્રતિક્રમણ કરને ! તું સાબુને ઘાલ્યા જ કરજેને ! પાપને તું ઓળખે છે ખરો ?

સામાને દુઃખ થાય એ પાપ. કોઈ જીવને, એ પછી મનુષ્ય હો કે જાનવર હો કે ઝાડ હો. ઝાડને આમ વગર કામનાં પાંદડાં તોડ તોડ કરીએ તો એનેય દુઃખ થાય, એટલે એ પાપ કહેવાય. એટલે સહેજ પણ, કિંચિત્‌માત્ર દુઃખ ના થાય એવું હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા** : પણ મનુષ્ય એના સ્વભાવ પ્રમાણે કરતો હોય તો ય એમાં એને પુણ્ય-પાપ લાગે ?

**દાદાશ્રી :** સામાને દુઃખ થાય તો પાપ લાગે. એ સ્વભાવ પ્રમાણે કરે છે, પણ એણે સમજવું જોઈએ કે મારા સ્વભાવથી સામાને દુઃખ થાય છે. એટલે મારે એની માફી માગી લેવી જોઈએ કે મારો સ્વભાવ વાંકો છે ને તેથી દુઃખ થયું છે તેમને, એટલે માફી માગું છું.

આપણે પ્રતિક્રમણ કરીએ તો બહુ સારું. આપણાં કપડાં ચોખ્ખાં થાયને ? આપણાં કપડાંમાં શું કામ મેલ રહેવા દઈએ ? આવો દાદાએ રસ્તો દેખાડ્યો છે, તો શા માટે ચોખ્ખાં ના કરી નાખીએ ?

**પ્રશ્નકર્તા** : અતિક્રમણ ક્યારે થાય છે, કે કંઈક પાછલા જન્મોના હિસાબ હશે ત્યારેને ?

**દાદાશ્રી** : હા, ત્યારે થાય.

**પ્રશ્નકર્તા** : એટલે આપણા માટે પ્રતિક્રમણ કરીએ છીએ ત્યારે પાછલા બધા જન્મોના પાપ માટેનું પ્રતિક્રમણ થાય છે ?

**દાદાશ્રી** : એ હિસાબ આપણે તોડી નાખીએ છીએ. એટલે આપણાં લોક 'શૂટ ઓન સાઈટ' પ્રતિક્રમણ કરે છે. એટલે આપણા દોષ તરત નિર્મળ થઈ જાય છે.

## ખેતીનાં પાપો ધોવાની વિધિ !

**પ્રશ્નકર્તા** : અમે ખેડૂત રહ્યા, તે તમાકુનો પાક પકવીએ ત્યારે અમારે ઉપરથી દરેક છોડની કૂંપળ એટલે એની ડોક તોડી જ નાખવી પડે. એનું પાપ તો લાગે જ ને ? તો આ પાપનું નિવારણ કેવી રીતના કરવું ?

**દાદાશ્રી** : એ તો મહીં મનમાં એમ થવું જોઈએ કે બળ્યો આ ધંધો, ક્યાંથી ભાગે આવ્યો ? બસ એટલું જ. છોડવાની કૂંપળ કાઢી નાખવાની. પણ મનમાં આ ધંધો ક્યાંથી ભાગમાં આવ્યો, એવો પશ્ચાતાપ થવો જોઈએ. આવું ના કરવું જોઈએ, એવું મનમાં થવું જોઈએ, બસ.

**પ્રશ્નકર્તા** : પણ આ પાપ તો થવાનું જ ને ?

**દાદાશ્રી** : એ તો છે જ. એ તમારે જોવાનું નહીં. થયા કરે છે એ પાપ જોવાનું નહીં. આ નહીં થવું જોઈએ એવું તમારે નક્કી કરવાનું. નિશ્ચય કરવો જોઈએ. આ ધંધો ક્યાં મળ્યો ? બીજો સારો મળ્યો હોત તો આપણે આવું કરત નહીં. આ ના જાણ્યું હોયને ત્યાં સુધી પશ્ચાતાપ ના થાય. ખુશ થઈને છોડવાને ફેંકી દે. અમારા કહ્યા પ્રમાણે કરજોને,

પછી તમારી બધી જવાબદારી અમારી. છોડવો ફેંકી દો તેનો વાંધો નથી, પશ્ચાતાપ થવો જોઈએ કે આ ક્યાંથી આવ્યું મારે ભાગે.

**પ્રશ્નકર્તા** : કપાસમાં દવા છાંટવી પડે છે તો શું કરવું ? એમાં હિંસા તો થાય જ ને ?

**દાદાશ્રી :** ના છૂટકે જે જે કાર્ય કરવું પડે, તે પ્રતિક્રમણ કરવાની શરતે કરવું. તમને આ સંસાર વ્યવહારમાં કેમ ચાલવું તે ના આવડે. એ અમે તમને શિખવાડીએ, એટલે નવાં પાપ બંધાય નહીં.

ખેતીવાડીમાં જીવજંતુ મરે, તેનો દોષ તો લાગેને ? એટલે ખેતીવાડીવાળાએ દરરોજ પાંચ-દસ મિનિટ ભગવાન પાસે પ્રાર્થના કરવી કે આ દોષ થયા તેની માફી માગું છું. ખેડૂત હોય તેને કહીએ કે તું આ ધંધો કરું છું, તેમાં જીવ મરે છે. તેનું આ રીતે પ્રતિક્રમણ કરજે.

## સો ટકા ધોવાય પાપ !

**પ્રશ્નકર્તા** : એટલે માફી માગવાથી આપણા પાપનું નિવારણ થઈ જાય ખરું ?

**દાદાશ્રી :** એનાથી જ પાપનું નિવારણ થઈ જાય, બીજો કોઈ રસ્તો જ નથી.

**પ્રશ્નકર્તા** : તો પછી ઘડીએ ઘડીએ માફી માગે ને ઘડીએ ઘડીએ પાપ કરે.

**દાદાશ્રી :** ઘડીએ ઘડીએ માફી માગવાની છૂટ છે. ઘડીએ ઘડીએ માફી માગવી પડે. હા, સો ટકાનો રસ્તો આ ! માફી માગવા સિવાય બીજા કોઈ રસ્તે છૂટે જ નહીં આ જગતમાં. પ્રતિક્રમણથી બધાં પાપો ધોવાઈ જાય.

**પ્રશ્નકર્તા** : પ્રતિક્રમણ કરવાથી પાપ નાશ થાય છે, તેની પાછળ સાયન્સ શું છે ?

**દાદાશ્રી :** અતિક્રમણથી પાપ થાય છે ને પ્રતિક્રમણથી પાપ નાશ થાય છે. પાછા વળવાથી પાપ નાશ થાય છે.

**પ્રશ્નકર્તા** : તો પછી કર્મનો નિયમ ક્યાં લાગુ પડે ? આપણે માફી માગીએ અને કર્મ છૂટી જાય તો પછી એમાં કર્મનો નિયમ ના રહ્યોને ?

**દાદાશ્રી :** આ જ કર્મનો નિયમ ! માફી માગવી એ જ કર્મનો નિયમ !!

**પ્રશ્નકર્તા** : તો તો બધાં પાપ કરતા જાય ને માફી માગતા જાય.

**દાદાશ્રી :** હા. પાપ કરતા જવાનું ને માફી માગતા જવાનું, એ જ ભગવાને કહેલું છે.

**પ્રશ્નકર્તા** : પણ ખરા મનથી માફી માગવાનીને ?

**દાદાશ્રી :** માફી માગનારો ખરા મનથી જ માફી માગે છે અને ખોટા મનથી માફી માગશે તો ય ચલાવી લેવાશે. તો ય માફી માગજો.

**પ્રશ્નકર્તા** : તો તો પછી એને ટેવ પડી જાય ?

**દાદાશ્રી :** ટેવ પડી જાય તો ભલે પડી જાય પણ માફી માગજો. માફી માગ્યા વગર તો આવી બન્યું જાણો ! માફીનો શો અર્થ છે ? એને પ્રતિક્રમણ કહેવાય છે અને દોષને શું કહેવાય ? અતિક્રમણ.

કર્મનો નિયમ શું છે ? અતિક્રમણ કરે તો એનું પ્રતિક્રમણ કરો. સમજાયું તમને ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** એટલે માફી અવશ્ય માગો. ને આ ડાહ્યા, દોઢડાહ્યાની વાત જવા દો. કોઈ ખોટું કરતો હોય ને માફી માગતો હોય તો કરવા દોને ! ''ધીસ ઈઝ કમ્પ્લીટ લૉ.'' (This is complete law.)

## પશ્ચાતાપનો સર્વશ્રેષ્ઠ સાબુ !

**પ્રશ્નકર્તા** : પાપ દૂર કરવા પ્રાયશ્ચિત સિવાય બીજો કોઈ ઉપાય ખરો ?

**દાદાશ્રી :** પાપ દૂર કરવા પ્રાયશ્ચિત સિવાય બીજો કોઈ ઉપાય

નથી. આ બધાં પાપ એ શું છે ? આ પાપ જે છેને, એ શેને પાપ કહીએ છીએ આપણે ? ત્યારે કહે કે, જો તમે આ બધું કરો છો. તે કરવાને માટે વાંધો નથી. આ બધાં બેઠાં છે. અત્યારે કોઈ જણને વાંધો નથી. એમાં કોઈ એક જણ કહે કે, 'કેમ તમે આ મોડા આવો છો ?' આપણને એવું કહે, ત્યારે એમણે અતિક્રમણ કર્યું કહેવાય. જે લોકોને ગમે નહીં કે આવું ક્યાં બોલે છે ? એ અતિક્રમણ કર્યું કહેવાય. એ અતિક્રમણ કરે, તેને માટે જ ભગવાને પ્રતિક્રમણ કહ્યું છે. એટલે પશ્ચાતાપ કેટલાનો કરવાનો છે ? કે જે લોકોને દુઃખ થાય, એવી વાત માટે પશ્ચાતાપ કરજે. શું કહે છે ? ગમતું હોય તેને માટે નહીં. તે પ્રાયશ્ચિત કરવું પડે. તું કરે છે ?

**પ્રશ્નકર્તા** : હા.

**દાદાશ્રી :** દાદા ભગવાનના નામથી પ્રતિક્રમણ કરું છું કે નથી કરતો ?

**પ્રશ્નકર્તા** : પેલી ચોપડી આપેલીને ? એમાં કહ્યા પ્રમાણે કરું છું. નવ કલમો કરું છું.

**દાદાશ્રી :** કરું છું ને ? એ પ્રતિક્રમણ જ છે. મોટામાં મોટું પ્રતિક્રમણ દાદા ભગવાનની નવ કલમો મૂકાઈ છેને, એ આખા જગતને કલ્યાણકારી એવું પ્રતિક્રમણ છે.

**પ્રશ્નકર્તા** : આ વાત સાચી કે પશ્ચાતાપના ઘડામાં ગમે તેવું પાપ હોય તો...

**દાદાશ્રી :** હલકું થઈ જાય, પશ્ચાતાપને લઈને.

**પ્રશ્નકર્તા** : સાવ બળીને ખાખ ના થઈ જાય ?

**દાદાશ્રી :** સાવ બળી યે જાય. એવાં કેટલાંક પાપ તો બળી યે જાય, ખલાસ થઈ જાય. પશ્ચાતાપનો સાબુ એવો છે કે ઘણાંખરાં કપડાંને લાગુ થઈ જાય.

**પ્રશ્નકર્તા** : અને એમાં આપની સાક્ષીએ કરે, એટલે પછી શું રહે ?

**દાદાશ્રી :** કલ્યાણ થઈ જાય. એટલે પશ્ચાતાપના સાબુ જેવો કોઈ દુનિયામાં સાબુ નથી.

## નથી નિવૃત્તિ પાપ-પુણ્યથી...

**પ્રશ્નકર્તા** : બધાય સામાન્ય માણસો જાણે છે કે પાપ શું છે ને પુણ્ય શું છે, છતાં પણ એમાંથી નિવૃત્ત કેમ નથી થઈ શકતા ?

**દાદાશ્રી :** હા, એ પ્રશ્ન દુર્યોધને કૃષ્ણ ભગવાનને પૂછયો હતો કે પાપને જાણું છું અને પુણ્યને ય જાણું છું એટલે અધર્મને જાણું છું ને ધર્મને ય જાણું છું પણ અધર્મથી નિવૃત્તિ થતી નથી અને ધર્મમાં પ્રવૃત્તિ થતી નથી.

**પ્રશ્નકર્તા** : એ શાથી નથી થતી ?

**દાદાશ્રી :** એ અધર્મને એણે જાણ્યો જ નથી. પહેલું જાણવું જોઈએ કે 'હું કોણ છું ?' આ બધું શેના માટે છે ? શાથી આ ભાઈ મને ફેણ માંડે છે ને મને બીજા ભાઈ કેમ ના મળ્યા ? આ રોજ ગાળો ભાંડે એવા ભાઈ કેમ મળ્યા ? પેલાને બહુ સારા ભાઈ મળ્યા છે. એ બધું કારણ શું છે આની પાછળ ? એવું બધું સમજવું ના પડે ?

**પ્રશ્નકર્તા** : એ કેવી રીતે સમજવું ?

**દાદાશ્રી :** એ પૂર્વજન્મના કર્મના આપણા હિસાબ છે, કોઈ ભગવાને આમાં હાથ ઘાલ્યો નથી. આ તો સહુસહુના કર્મના હિસાબથી બધા નફા-ખોટ છે. એમાં અહંકાર કરે છે તેથી નર્યાં પાપ-પુણ્ય બંધાય છે. તે ફરી ભોગવવા જવું પડે છે. તે આ ગતિઓમાં ભટકવું પડે છે. જેલો છે બધી. એ જેલો ભોગવીને આવતો રહે છે ને પાછો હતો તેનો તે. ફરી પાછો અહંકાર ના કરે તો છુટકારો થાય. એટલે મોક્ષે જવું હોય તો છુટકારો મેળવી લે. એમાં 'હું કોણ છું' તપાસ કરે ને એ જાણે તો છુટકારો થાય.

## નફા-નુકસાનનો આધાર ?

પાંચ ઈન્દ્રિયોથી જે જે અનુભવમાં આવે છે તે બધું જ 'ડિસ્ચાર્જ'

છે. આ તો પુણ્યના આધારે પોતાના ધાર્યા પ્રમાણે થાય ત્યારે અહંકાર કરે છે કે 'મેં કર્યું' ને પછી પાપનો ઉદય થાય ત્યારે ખોટ જાય ત્યારે 'ભગવાને ઘાલી' કહે ! નહીં તો કહે, કે મારા ગ્રહો રાશી છે !!! અને કમાણી એ તો સહજ કમાણી છે. માણસ કોઈ કમાઈ શકે નહીં. જો મહેનતથી કમાતા હોય તો મજૂરો જ કમાય ! આ તો તમારું પુણ્ય કમાય છે અને પોતે અહંકાર લે છે, 'હું કમાયો, હું કમાયો.' એ દસ લાખ કમાય ત્યાં સુધી આમ છાતી કાઢીને ફર ફર કરે ને પાંચ લાખની ખોટ ગઈ, ત્યારે આપણે કહીએ, 'શેઠ કેમ આમ ?' ત્યારે કહે, ભગવાન રૂઠયો છે. જો એને કોઈ જડતું યે નથી પાછું. બીજો કોઈ જડતો નથી. ભગવાનને જ બિચારાને માથે ઘાલે છે. તમારી ધારણા પ્રમાણે જ થાય એ પુણ્યનું ફળ અને ધારણા, ધાર્યાથી અવળું થાય એ બધું પાપનું ફળ. પોતાની ધારણા ચાલે એવી જ નથી આ જગતમાં. આપણા ધાર્યા પ્રમાણે ફળ આવે તે પુણ્યનું પ્રારબ્ધ છે, ધાર્યા પ્રમાણે ના આવે તો પાપનું પ્રારબ્ધ છે.

## અહંકારથી બંધાય પુણ્ય-પાપ !

**પ્રશ્નકર્તા** : જો મને અહંકાર પણ ના હોય અને મમતા પણ ના હોય, અગર તો બેમાંથી એક વસ્તુ ના હોય તો હું કયું કર્મ કરું ?

**દાદાશ્રી :** અહંકાર છે તો પાપ ને પુણ્ય હોય. અહંકાર ગયો એટલે પાપ-પુણ્ય ગયાં અને અહંકાર લોકો ઓછો કરે છેને, તેનું ફળ ભૌતિક સુખ આવે. અહંકાર ઓછો કર્યો તે કર્મ બંધાયું. તેનું ફળ ભૌતિક સુખ આવે. અહંકાર વધારે કર્યો તેનું કર્મ બંધાય, તે ભૌતિક દુ:ખ આવે. અહંકાર ઓછો કરવાથી કંઈ અહંકાર જાય નહીં, પણ તે ભૌતિક સુખ આપનારું છે. જ્યાં જ્ઞાની હોય તો જ અહંકાર જાય, નહીં તો અહંકાર જાય નહીં.

અમુક હદ સુધી જ અહંકાર ઘટી શકે, તેને સંસારમાં અડચણ ના પડે. મહાવીર ભગવાનની આજ્ઞામાં રહે, તો અમુક હદ સુધી અહંકાર ઘટી શકે ખરો પણ નોર્મલ રહે. નોર્મલ અહંકાર રહે ત્યાં સંસારમાં ક્લેશ ના થાય. ઘરમાં સહેજે ય ક્લેશ કે અંતર ક્લેશ એવું ના થાય. એવું

હજુ ય આપણા ક્રમિકમાર્ગમાં છે. એટલું પણ તે ય કો'કને હશે. થોડા માણસને ક્લેશ ના થાય, અંતરમાં ક્લેશ ના થાય. પણ તે અહંકારે ય, મોક્ષ કરવા માટે કાઢવો પડશે.

અને એ અહંકાર જાય અને 'હું' જે છું એ રીયલાઈઝ (ભાન) થાય તો થઈ રહ્યું, પછી કર્મ બંધાય નહીં. પછી જજ હોય તો ય કર્મ ના બંધાય. દાનેશ્વરી હોય તો ય કર્મ ના બંધાય. સાધુ હોય તો ય કર્મ ના બંધાય અને કસાઈ હોય તો ય કર્મ ના બંધાય. શું કહ્યું મેં ? કેમ ચમક્યા ? કસાઈ કહ્યો તેથી ? કસાઈને પૂછો ને તો એ કહે, સાહેબ મારા બાપ-દાદાથી ચાલુ આવેલો વેપાર છે !

**પ્રશ્નકર્તા** : અહંકાર કરતો હોય તો જ પુણ્ય શબ્દ વપરાય અને અહંકાર કરતો હોય તો જ પાપ શબ્દ વપરાય.

**દાદાશ્રી :** એ બરોબર છે. અહંકાર કરતો હોય તો જ પાપ-પુણ્ય શબ્દ વપરાય. પણ અહંકાર છે તે આમાં થોડોક ચેન્જ મારે, બીજું કંઈ લાંબું આમાં ચેન્જ મારે નહીં. એ તો બની ગયેલી વસ્તુ છે. એ ઈટ હેપન્સ છે અને નવું પાછું થઈ રહ્યું છે. નવી ફિલ્મ થઈ રહી છે અને આ જૂની તો ફિલ્મ ઊકલે છે.

જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી નવું ચીતર્યા વગર રહે જ નહીં ને ! આપણે ગમે તેટલું સમજણ પાડીએ પણ નવું ચીતર્યા વગર રહે જ નહીં ને ! અહંકાર શું ન કરે ? અહંકારથી જ આ બધું ઊભું થયું છે. જો અહંકાર વિલય થાય એટલે મુક્તિ છે.

## સંબંધ, પુણ્યૈ ને આત્મા તણો...

**પ્રશ્નકર્તા** : આત્માને પુણ્યૈથી કશો સંબંધ છે ?

**દાદાશ્રી :** કશો સંબંધ નથી. પણ જ્યાં સુધી 'બિલિફ' એવી છે કે 'આ હું કરું છું', ત્યાં સુધી સંબંધ છે. જ્યાં 'હું કરતો નથી' એ 'રાઈટ બિલિફ' બેસી જાય ત્યાર પછી આત્માને અને પુણ્યને કંઈ સંબંધ નથી. 'હું દાન કરું છું' 'હું ચોરી કરું છું' બેઉ 'ઈગોઈઝમ' છે. જ્યાં કંઈ પણ કરવામાં આવે છે ત્યાં પુણ્ય બંધાય કે પાપ બંધાય.

## અજ્ઞાનતામાં બાંધે પુણ્ય-પાપ, કર્મ !

**પ્રશ્નકર્તા :** પાપથી કે પુણ્યથી કે પછી બન્નેનું મિશ્રણ થાય, તો કઈ યોનિમાં આપણો જન્મ થાય ?

**દાદાશ્રી :** જન્મને અને પાપ-પુણ્યને લેવા-દેવા નથી. જન્મ થયા પછી પાપ-પુણ્ય એને ફળ આપનારાં છે. યોનિ શેના આધારે થાય છે ? કે, 'હું ચંદુભાઈ જ છું અને આ મેં કર્યું' એમ બોલેને, તેની સાથે યોનિમાં બીજ પડ્યું.

હવે કર્તાપણું કેમ છે ? ત્યારે કહે, 'કરે છે બીજો, પરશક્તિ કામ કરી રહી છે અને પોતે એમ માને છે કે હું કરું છું.' પરશક્તિનો પ્રત્યક્ષ પુરાવો શો ? ત્યારે કહે, 'આ જગતમાં કોઈ એવો જન્મ્યો નથી કે જેને સંડાસ જવાની સ્વતંત્ર શક્તિ હોય. એ તો પરશક્તિ કરાવે છે ત્યારે થાય છે.'

હવે આ પરશક્તિ શાથી ઉત્પન્ન થઈ ગઈ ? ત્યારે કહે છે, દરેક જીવ અજ્ઞાનતામાં પુણ્ય અને પાપ બે જ કરી શકે છે. એ પુણ્ય-પાપ જે કરે છે, તેનાં ફળ સ્વરૂપે કર્મના ઉદય આવે છે. એ ઉદયથી પછી આ કર્મો વળગે છે. 'હવે પુણ્ય-પાપ બંધાવાનું, મૂળ કારણ શું ? એ ન બંધાય એવો કંઈક ઉપાય ખરો ?' ત્યારે કહે છે, 'કર્તાપણું ન થાય તો પુણ્ય-પાપ ના બંધાય.' 'કર્તાપણું કેવી રીતે ના થાય ?' ત્યારે કહે છે, 'જ્યાં સુધી અજ્ઞાન છે, ત્યાં સુધી 'હું કરું છું' એ ભાન છે. હવે ખરેખર 'કરે છે કોણ', એ જાણે તો કર્તાપણું ના થાય.' પુણ્ય-પાપની જે યોજના છે એ આ બધું કરે છે અને આપણે માનીએ છીએ, 'મેં કર્યું'. નફો તો આપણને એ જ કરાવડાવે છે, પુણ્યના આધારે નફો આવે ત્યારે આપણે જાણીએ કે 'ઓહોહો ! હું કમાયો' અને જ્યારે પાપના આધીન થાય ત્યારે ખોટ જાય છે, ત્યારે ખબર પડે છે કે આ તો મારે આધીન નથી. પણ પાછો બીજે વખતે પોતાને આધીન થયુંને એટલે ભૂલી જાય છે. એટલે પાછો કર્તા થઈ જાય છે.

આ પાંચ ઈન્દ્રિયથી જે કરવામાં આવે છે, પાંચ ઈન્દ્રિયથી જે બધું અનુભવમાં આવે છે, આ જગત જે ચાલી રહ્યું છે એ બધી જ પરસત્તા

છે અને એમાં આ લોકો કહે છે કે 'આ મેં કર્યું.' એ કર્મનો કર્તા થયો, એ જ અધિકરણ ક્રિયા છે. એટલે પછી ભોક્તા થવું પડે છે.

હવે કર્તાપણું કેમ મટે ? ત્યારે કહે છે, જ્યાં સુધી આરોપિત ભાવ છે ત્યાં સુધી કર્તાપણું મટે જ નહીં. પોતે પોતાના મૂળ સ્વરૂપમાં આવે તો કર્તાપણું મટે. એ મૂળ સ્વરૂપ કેવું છે ? ત્યારે કહે, 'ક્રિયાકારી છે નહીં. એ પોતે ક્રિયાકારી જ નથી એટલે એ કર્તા થાય જ નહીં ને !' પણ આ તો અજ્ઞાનતાથી ઝાલી પડ્યો છે કે 'આ હું જ કરું છું'. એવું એને બેભાનપણું રહે છે અને એ જ આરોપિતભાવ છે.

## અંતે તો પર થવાનું પુણ્ય-પાપથી...

પુણ્યૈ એ ક્રિયાનું ફળ છે, પાપેય ક્રિયાનું ફળ છે અને મોક્ષ એ 'અક્રિયતા'નું ફળ છે ! જ્યાં કોઈ પણ ક્રિયા છે ત્યાં બંધ છે. ત્યાં પછી પુણ્યનું હોય કે પાપનું હોય, પણ બંધ છે ! અને 'જાણે' એ મુક્તિ છે. 'વિજ્ઞાન' જાણવાથી મુક્તિ છે. આ બધું જે જે ત્યાગશો, એનું ફળ ભોગવવું પડશે. ત્યાગ કરવો આપણા હાથની સત્તા છે ? ગ્રહણ કરવું એ આપણી સત્તા છે ? એ તો પુણ્ય-પાપને આધીન સત્તા છે.

## મહીં પ્રેરક કોણ ?

મહીંથી જે ખબર પડે છે, ઈન્ફર્મેશન (સૂચના) મળે છે, એ પુણ્ય-પાપ બતાવે છે. મહીં બધું જ જ્ઞાન-દર્શન છે. મહીંથી બધી જ ખબર મળે. પણ તે ક્યાં સુધી મળે કે જ્યાં સુધી તમે આંતરો નહીં. એનું ઉલ્લંઘન કરો તો 'ઈન્ફર્મેશન' આવતી બંધ થઈ જશે.

આત્મા પરમાત્મા સ્વરૂપ છે. તે ખોટુંય સૂઝાડતો નથી ને સાચુંય સૂઝાડતો નથી. એ તો પાપનો ઉદય આવે ત્યારે ખોટું સૂઝે અને પુણ્યનો ઉદય આવે ત્યારે સાચું દેખાડે. આમાં આત્મા કશું જ કરતો નથી. એ તો માત્ર સ્પંદનોને જોયા જ કરે છે ! એકાગ્રતા તો અંદરથી આપણા કર્મનો ઉદય યારી આપે ત્યારે થાય. ઉદય યારી ના આપે તો ના થાય. પુણ્યનો ઉદય હોય તો એકાગ્રતા થાય, પાપનો ઉદય હોય તો ના થાય.

## 'જ્ઞાની' નિમિત્ત, આત્મપ્રાપ્તિના !

**પ્રશ્નકર્તા** : આત્માને ઓળખવા નિમિત્તની જરૂર ખરી ?

**દાદાશ્રી :** નિમિત્ત વગર તો કશું બને નહીં.

**પ્રશ્નકર્તા** : નિમિત્ત પુણ્યથી મળે કે પુરુષાર્થથી ?

**દાદાશ્રી :** પુણ્યથી. બાકી, પુરુષાર્થ કરેને આ ઉપાશ્રયેથી તે ઉપાશ્રયે દોડે એમ અનંત અવતાર ભટક ભટક કરે તો ય નિમિત્ત પ્રાપ્ત થાય નહીં અને આપણી પુણ્યૈ હોય તો રસ્તા પર ભેગા થઈ જાય. એમાં પુણ્યાનુબંધી પુણ્યૈ જોઈએ.

**પ્રશ્નકર્તા** : 'જ્ઞાની પુરુષ' કઈ પુણ્યૈના આધારે મળે ?

**દાદાશ્રી :** પુણ્યાનુબંધી પુણ્યૈના આધારે ! આ એક જ સાધન છે કે જેનાથી હું ભેગો થઉં. કોટિ જન્મની પુણ્યૈ જાગે ત્યારે આ જ્ઞાની પુરુષનો યોગ બાઝે.

## પુણ્ય રૂપી સથવારો મોક્ષનો...

**પ્રશ્નકર્તા** : પુણ્યના ભાવો આત્માર્થે હિતાર્થ ખરા ?

**દાદાશ્રી :** આત્માર્થે હિતાર્થ તે એટલા માટે ખરું કે એ પુણ્યૈ હોયને, તો અહીં સત્સંગમાં જ્ઞાની પુરુષ પાસે અવાય છેને ? નહીં તો આ મજૂરોને પાપ છે, તેથી તે બિચારાને અહીં અવાય શી રીતે ? આખો દહાડો મહેનત કરે ત્યારે તો સાંજે ખાવાના પૈસા મળે. આ પુણ્યૈના આધારે તો તમને ઘેર બેઠાં ખાવાનું મળે અને થોડો ઘણો અવકાશ મળે. એટલે પુણ્યૈ તો આત્માર્થે હિતકારી છે. પુણ્યૈ હોય તો નવરાશ મળે. આપણને આવા સંયોગ ભેગા થાય, થોડી મહેનતે પૈસો મળે ને પુણ્યૈ હોય તો બીજા પુણ્યશાળી માણસો મળી આવે, નહીં તો નંગોડો ભેગા થાય.

**પ્રશ્નકર્તા** : આત્મા માટે એ વધુ હિતકારી ખરું ?

**દાદાશ્રી :** વધારે હિતકારી નહીં, પણ એ જરૂરિયાત તો ખરીને ?

કોઈક ફેરો 'એકસેપ્શનલ કેસ'માં પાપ હોય તો બહુ હિતકારી થઈ પડે પણ પુણ્યાનુબંધી પાપ હોવું જોઈએ. પુણ્યાનુબંધી પાપ હોયને, તો વધારે હિતકારી થઈ પડે.

## પાપ-પુણ્ય, બન્ને ભ્રાંતિ ?

**પ્રશ્નકર્તા** : પુણ્યશાળી હોય એને બધા 'આવો, બેસો.' કરે, તો તેનાથી એનો અહમ્ ના વધે ?

**દાદાશ્રી :** એવું છેને કે, આ વાત જેને 'જ્ઞાન' છે એને માટે નથી. આ તો સંસારી વાત છે, જેની પાસે 'જ્ઞાન' છે એને તો પુણ્ય ય ના રહ્યું ને પાપે ય ના રહ્યું ! એને તો બન્નેનો 'નિકાલ' જ કરવાનો રહ્યો. કારણ કે પુણ્ય અને પાપ બેઉ ભ્રાંતિ છે. પણ જગતે એને બહુ કિંમતી ગણ્યું છે ! એટલે આ તો જગતની વાત કરીએ છીએ. પણ આ જગતમાં લોકો વગર કામનાં તરફડિયાં મારે છે.

## બહુ પુણ્યૈ, વધારે અહંકાર...

એવું છેને, આ કળિયુગ છે, એમાં ઇચ્છાઓ જે થાય ને તેની પ્રાપ્તિ થાય તો એનો અહંકાર વધી જાય ને પછી ગાડું ઊંધું ચાલે. આ કળિયુગમાં હંમેશાં એને ઠોકર વાગેને તો સારું. એટલે દરેક યુગમાં આ વાક્ય જુદી જુદી રીતે હોય છે. એટલે આ યુગને અનુસરીને આવી રીતે કહેવાય. અત્યારે જો ઇચ્છા પ્રમાણે ભેગું થાય તો એનો અહંકાર વધે. મળે છે બધું પુણ્યના હિસાબે અને વધે છે શું ? કે અહંકાર 'હું છું.' એટલે આ જેટલી ઇચ્છાઓ થાયને એ પ્રમાણે ના થાય ત્યારે એનો અહંકાર ઠેકાણે રહે ને વાતને સમજતો થાય. ઠોકર વાગે ત્યારે સમજાય, નહીં તો સમજાય જ નહીંને ! ઇચ્છા થાય ને મળ્યું, તેથી તો આ લોક ઊંચાં ચઢી ગયાં. ઇચ્છા પ્રમાણે મળ્યું ત્યારે આ દશા થઈ બિચારાંની ! જે પુણ્યૈ હતી, તે તો વપરાઈ ગઈ ને ઊલટું ફસામણમાં આવી ગયાં ને અહંકાર ગાઢો થઈ ગયો ! અહંકાર વધતાં વાર ના લાગે. ફળ કોણ આપે છે ? પુણ્યૈ આપે છે અને મનમાં શું જાણે કે 'હું જ કરું છું.' તે અહંકારીને તો માર જ પડેલો સારો. ઇચ્છા થઈ ને તરત મળ્યું કે ઘરમાં પગ તો ઊંચો ને ઊંચો મૂકે. બાપને ય ગણકારે નહીં ને કોઈને ય

ગણકારે નહીં. એટલે ઇચ્છા થઈ ને મળે તો જાણવું કે અધોગતિમાં જવાનું છે, એનું મગજ વધતું વધતું ચક્રમ થઈ જાય. થોડાઘણાને અત્યારે ઇચ્છા પ્રમાણે મળ્યું છે, તે તો અત્યારે પાંચ-દસ લાખના ફલેટમાં છે ને તે બધાની જાનવર જેવી દશા થઈ ગઈ છે. ફલેટ હોય દસ લાખનો, પણ એમાં એમને હિતકારી નથી એ, પણ આ તો એમની દયા ખાવા જેવી સ્થિતિ છે.

## પુણ્યૈથી પણ વધે સંસાર...

**પ્રશ્નકર્તા** : પુણ્યના બંધનથી સંસાર તો વધે, એમ ભાવાર્થ થાયને ?

**દાદાશ્રી :** પુણ્ય આમ હિતકારી નથી. પુણ્યૈ એ એક રીતે હેલ્પ કરે છે. પાપ હોય તો જ્ઞાની પુરુષ ભેગા જ ના થાય. જ્ઞાની પુરુષને મળવું હોય પણ આખો દહાડો મિલમાં નોકરી કરતો હોય તો શી રીતે મળે ? એટલે એવી રીતે પુણ્યૈ હેલ્પ કરે છે, અને તે ય પુણ્યાનુબંધી પુણ્ય હોય તે જ હેલ્પ કરે.

**પ્રશ્નકર્તા** : જેવું પાપથી સંસાર વધે એવું પુણ્યથી પણ સંસાર વધેને ?

**દાદાશ્રી :** પુણ્યથી પણ સંસાર તો વધે છે, પણ અહીંથી જે મોક્ષે ગયેલાને, તે જબરજસ્ત પુણ્યશાળી હતા. એમની આજુબાજુ રાણીઓ જોવા જાય તો બસ્સો-પાંચસો તો રાણીઓ હોય અને રાજ તો મોટું હોય. પોતાને ખબરે ય ના હોય કે ક્યારે સૂર્યનારાયણ ઊગ્યા ને ક્યારે આથમ્યા, આવી સાહેબીમાં પુણ્યશાળી તો જન્મેલા હોય ! આ રાણીઓ બધી બહુ હોય, સાહેબી હોય તોય પણ એમને કંટાળો આવી જાય કે આ સંસારમાં શું સુખ છે તે ? પાંચસો રાણીઓમાં પચાસ રાણી એમની પર ખુશ હોય. બાકીની મોઢાં ચઢાવીને ફર્યા કરતી હોય, કેટલીક તો રાજાને મરાવી નાખવા ફરતી હોય. એટલે આ જગત તો મહામુશ્કેલીવાળું છે. આમાંથી પાર નીકળવું તે મહામુશ્કેલ છે. જ્ઞાની પુરુષ મળે તો તે એકલા છૂટકારો કરાવે, બાકી કોઈ છૂટકો કરાવે નહીં. જ્ઞાનીપુરુષ છૂટેલા છે માટે આપણને છૂટકો કરાવડાવે. એ તરણતારણ થયેલા છે, માટે એ છોડાવી શકે.

## હતુ પુણ્યશાળી, ન પામે જ્ઞાનીને !

**પ્રશ્નકર્તા** : આપણે ઘણા માણસોને સમજાવીએ છીએ કે 'દાદા' પાસે આવો, પણ એ આવતા નથી.

**દાદાશ્રી :** પણ આવવું સહેલું નથી. એ તો બહુ પુણ્યૈ જોઈએ. જબરજસ્ત પુણ્યૈ હોય ત્યારે ભેગો થાય. પુણ્યૈ વગર ભેગા થાય ક્યાંથી ? તમે કેટલાં પુણ્ય કરેલાં ત્યારે મને ભેગા થયા છો. એટલે પુણ્યૈ કાચી પડે છે કે જેથી હજુ ભેગા થઈ શકતા નથી.

**પ્રશ્નકર્તા** : લોકોનાં પુણ્ય ક્યારે જાગશે ? નિમિત્ત તો ઉત્કૃષ્ટ છે.

**દાદાશ્રી :** હા. પણ પુણ્ય જાગવું સહેલી વસ્તુ નથીને એટલી બધી. પુણ્યશાળી હશે, તેનું પુણ્ય જાગ્યા વગર રહેવાનું નથી. હજુ જે પુણ્યશાળી હશે, એનું જાગશે જ.

## અક્રમ માર્ગની લોટરી વિજેતા...

જ્યારે આ પુણ્યાનુબંધી પુણ્યશાળીઓ માટે આવો માર્ગ નીકળે છેને ! પ્રત્યક્ષ વગર કાંઈ વળે નહીં. 'વીતરાગ વિજ્ઞાન' પ્રત્યક્ષ સિવાય કામ લાગે તેવું નથી અને આ તો 'અક્રમ વિજ્ઞાન' તેમાં તો કેશ ડિપાર્ટમેન્ટ, કેશ બેન્ક અને ક્રમિકમાં તો ત્યાગ કરે પણ કેશ ફળ ના આવે અને આ તો કેશ ફળ !

આવું જ્ઞાન આ સાડા ત્રણ અબજની વસતીમાં કોને ના જોઈએ ? બધાને જોઈએ. પણ આ જ્ઞાન બધાને માટે ના હોય. એ તો મહા પુણ્યશાળીઓ માટે છે. આ 'અક્રમ જ્ઞાન' ઊભું થયું, એમાં લોકોની કંઈક પુણ્યૈ હશેને ! એક ફક્ત ભગવાન ઉપર આશરાવાળા રઝળતા-ભટકતા ભક્તો માટે અને જેમની પુણ્યૈ હશે ને તેમને માટે 'આ' માર્ગ નીકળ્યો છે. આ તો બહુ પુણ્યશાળી માટે છે અને અહીં સહજાસહજ આવી પડે ને સાચી ભાવનાથી માગણી કરે તેને આપી દઈએ. પણ લોકોને આના માટે કંઈ કહેવા જવાનું નથી હોતું. આ 'દાદા'ની અને તેમના મહાત્માઓની હવાથી જ જગત કલ્યાણ થઈ જશે. હું નિમિત્ત છું, કર્તા નથી. અહીં જેને ભાવના થઈ ને 'દાદા'નાં

દર્શન કર્યાં તો એ દર્શન ઠેઠને પહોંચે છે. 'દાદા' એ આ દેહના નિકટના પાડોશીની માફક રહે છે ને આ બોલે છે એ રેકર્ડ છે. આ 'અક્રમ જ્ઞાન' તો અમુક જ બહુ પુણ્યશાળી હશે તેને માટે છે, અહીં તો 'સહજાસહજ' જે આવી ચઢે અને એનો પુણ્યનો પાસપોર્ટ લઈ આવે, તેને અમે જ્ઞાન આપી દઈએ. 'દાદા'ની કૃપા મેળવી ગયો તેનું કામ થઈ ગયું !

અહીં આવેલા માણસો બધા પુણ્યૈ કેવી સરસ લાવ્યા છે ! 'દાદા'ની લિફ્ટમાં બેસીને મોક્ષે જવાનું. કોટિ જન્મોની પુણ્યૈ ભેગી થાય ત્યારે તો 'દાદા' ભેગા થાય ! ને એ પછી ગમે તેવું ડિપ્રેશન હશે એ જતું રહેશે. બધી રીતે ફસાયેલા માટે 'આ' સ્થાન છે. આપણે અહીં તો ક્રોનિક રોગ મટેલા.

## વિશ્વમાં અબજોપતિ કેટલા ?

એક મહારાજ ત્યાં આવ્યા હતા ત્યાં લાખો માણસ ભેગા થયા. ત્યારે આપણે ત્યાં તો બસો-ત્રણસો માણસો ભેગું થયું. બનતાં સુધી છેલ્લાં સ્ટેશનની ટિકિટ કોણ કઢાવે ? એ ઓછા હોય ને વચલાં સ્ટેશનની ટિકિટો તો બધા કઢાવે. એટલે એક જણ મને કહે કે, 'આવું કેમ ?' ત્યારે મેં કહ્યું, આખી દુનિયામાં અબજોપતિના નામ ગણવા જઈએ તો કેટલાં થાય ? ત્યારે કહે, 'એ તો બહુ થોડાં થાય.' મેં કહ્યું, 'અને સામાન્ય માણસો ?' ત્યારે કહે, 'એ તો ઘણાં.' ત્યારે આ જે ધર્મમાં મહા પુણ્યશાળી હોય તે અમને ભેગા થાય અને પૈસાના પુણ્યશાળી હોય, એ તો અબજોપતિ હોય. અને અબજોપતિ કરતાં ય ઊંચી પુણ્યૈ આ તો ! એ તો બહુ જૂજ હોય.

પુણ્યાનુબંધી પુણ્યૈ 'જ્ઞાની પુરુષ'નો ભેટો કરાવી આપે ! હવે એ પુણ્યાનુબંધી પુણ્ય કોનું નામ કહેવાય ? કે જેને દાદા ભગવાન ભેગા થાય. કરોડો અવતારે ભેગા ના થાય એવા 'દાદા', તે આ એક કલાકમાં આપણને મોક્ષ આપે. મોક્ષનું સુખ ચખાડે, અનુભૂતિ કરાવડાવે, એ કો'ક ફેરો દાદા ભગવાન ભેગા થાય, મને હઉ ભેગા થયા અને તમનેય ભેગા થયા, જુઓને !

**પ્રશ્નકર્તા** : અમે ક્યાં કંઈ કમાઈને લાવ્યા છીએ ? આ તો આપની કૃપા છે.

**દાદાશ્રી :** પુણ્યૈ એટલે શું કે તમે મને ભેગા થયા એ કોઈક તમારી પાસે હિસાબ હતો તેના આધારે ! નહીં તો મને ભેગા થવું એ બહુ મુશ્કેલ છે. એટલે ભેગા થવું એ તમારી પુણ્યૈ છે એક જાતની અને ભેગું થયા પછી વળે-ટકે, તો બહુ ઊંચી વાત છે.

## પુણ્યૈ સાથે ખપે કષાય મંદતા !

**પ્રશ્નકર્તા** : સમકિત માટેનો પ્રયત્ન જરૂરી નથી ?

**દાદાશ્રી :** નહીં, પ્રયત્ન તો એની મેળે, સહજ પ્રયત્ન હોવો જોઈએ. આ તો ખેતરાં ખેડે છે આ લોકો. એટલે આવતો ભવ ફળ લેવા માટે. સમકિતમાં ફળ રહિતનું હોવું જોઈએ. આ તો જપ-તપ બધું જે જે કરે છે ને, તેનું પુણ્ય બંધાય છે અને તેનું ફળ મળે છે.

**પ્રશ્નકર્તા** : એનું કંઈ પણ ફળ મળે તો એ સમકિત રૂપે જ મળવું જોઈએ ને ?

**દાદાશ્રી :** ના, ના. સમકિતને ને આને લેવા-દેવા નથી. એ ભૌતિક ફળો મળે બધા. દેવગતિ મળે, સમકિતની તો જુદી વસ્તુ છે.

## એ ત્રણ કાયદા પુણ્યાનુબંધી પુણ્યૈના !

સમકિત પ્રાપ્તિ માટે પુણ્યાનુબંધી પુણ્ય જોઈએ. મોહ છે તે તૂટવો જોઈએ, ક્રોધ-માન-માયા-લોભ ઘટવાં જોઈએ. તો એ સમકિત ભણી જાય. નહીં તો પછી સમકિત થાય જ કેવી રીતે ? આ લોકોને તો ક્રોધ-માન-માયા-લોભ વધે એવી ક્રિયાઓ છે બધી.

**પ્રશ્નકર્તા** : ક્રોધ-માન-માયા-લોભ કેવી રીતે ઘટે અને પુણ્યાનુબંધી પુણ્ય કેવી રીતે બંધાય ?

**દાદાશ્રી :** આપણે મોક્ષમાં જવાની જ એકલી ઇચ્છા હોવી જોઈએ અને એ ઈચ્છાર્થે જે જે કરવામાં આવે છે તે ક્રિયા પુણ્યાનુબંધી પુણ્ય

બાંધે છે કારણ કે હેતુ મોક્ષનો છેને માટે.

પછી પોતાની પાસે આવ્યું હોય તે પારકાને માટે ભેલાડે ! એનું નામ જીવતાં આવડ્યું કહેવાય. ગાંડપણથી નહીં, ડહાપણથી ભેલાડે. ગાંડપણથી દારૂ-બારૂ પીતો હોય. એમાં ભલીવાર જ ના આવે. કોઈ દહાડો વ્યસન હોય નહીં ને પારકાને માટે ભેલાડે, એ પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય.

એથી આગળ પુણ્યાનુબંધી પુણ્ય કયું ? દરેક ક્રિયામાં બદલાની ઈચ્છા ના રાખે, સામાને સુખ આપતી વખતે કોઈ પણ જાતના બદલાની ઈચ્છા ના રાખે, એનું નામ પુણ્યાનુબંધી પુણ્ય !

## જ્ઞાન જ છોડાવે ભટકામણમાંથી !

લોકોએ જાણેલું એ લૌકિક જ્ઞાન છે. સાચું જ્ઞાન તો વાસ્તવિક હોય અને વાસ્તવિક જ્ઞાન હોય તે કોઈ જાતનો અજંપો ના થવા દે. એ મહીં કોઈ જાતનું પઝલ ઊભું ના થવા દે. આ ભ્રાંતિજ્ઞાનથી તો નર્યાં પઝલ જ ઊભાં થયા કરે અને એ પઝલ પાછું સોલ્વ થાય નહીં. વાત સાચી છે, પણ એ સમજ પડવી જોઈએને ? એટલે ગેડ પડ્યા વગર કોઈ દહાડોય ઉકેલ ના આવે. ગેડ બેસાડવી પડે. ગેડ બેસવા માટે પાપો ધોવાં પડે. પાપ ધોવાય નહીં ત્યાં સુધી ઠેકાણે આવે નહીં. આ બધાં પાપો જ ગૂંચવે છે. પાપરૂપી અને પુણ્યરૂપી ફાચર છે વચ્ચે, એ જ માણસને ગૂંચવે છેને !

અનંત અવતારથી ભટક ભટક કરીને આ ભૌતિકની જ પાછળ પડ્યા છીએ. આ ભૌતિકમાં અંતરશાંતિ થાય નહીં. રૂપિયાની પથારી પાથરીએ તો કઈ ઊંઘ આવે ? આ તો પોતાની બધી અનંત શક્તિઓ વેડફાઈ ગઈ !

જ્ઞાની પુરુષો પાપો ધોઈ નાખે. કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે, જ્ઞાની પુરુષ પાપનો ગોટો વાળીને નાશ કરી નાખે છે. એ પાપ નાશ થાય ત્યારે આત્મા પ્રગટ થાય, નહીં તો આત્મા પ્રગટ થાય નહીં કોઈ વાતે. પોતે શી રીતે પાપનો નાશ કરી શકે ? પુણ્ય બાંધી શકે ખરો નવું,

પણ જૂનાં પાપનો નાશ ન કરી શકે. જ્ઞાની પુરુષનું જ્ઞાન એ જ પાપનો નાશ કરી નાખે.

બાકી, પુણ્ય અને પાપ, પાપ અને પુણ્ય એના અનુબંધમાં જ મનુષ્યો માત્ર ભટક્યા કરે છે. તેને ક્યારેય તેમાંથી મુક્તિ મળે નહીં. બહુ પુણ્ય કરે તો બહુ બહુ તો દેવગતિ મળે પણ મોક્ષ તો ના જ મળે. મોક્ષ તો જ્ઞાની પુરુષ મળે ને તમારાં અનંતકાળનાં પાપોને બાળીને ભસ્મીભૂત કરી તમારા હાથમાં શુદ્ધ આત્મા આપે ત્યારે થાય. ત્યાં સુધી ચોર્યાસી લાખ યોનિમાં ભટક ભટક કર્યા જ કરવાનું.

'અમે' જ્ઞાન આપીએ છીએ ત્યારે ચિત્ત શુદ્ધ કરી આપીએ છીએ. પાપનો નાશ કરીએ છીએ અને દિવ્યચક્ષુ આપીએ છીએ, બધી રીતે એના આત્મા ને અનાત્માને છૂટા પાડીએ છીએ !

## વિઝા, મહાવિદેહ ક્ષેત્રનો !

**પ્રશ્નકર્તા** : મહાવિદેહ ક્ષેત્રમાં કેવી રીતે જવાય ? પુણ્યૈથી ?

**દાદાશ્રી :** આ જ્ઞાન મળે પછી અમારી પાંચ આજ્ઞા પાળે, તેનાથી આ ભવમાં પુણ્યૈ બંધાઈ જ રહી છે તે મહાવિદેહ ક્ષેત્રમાં લઈ જાય છે. આજ્ઞા પાળવાથી ધર્મધ્યાન થાય છે. તે બધું ફળ આપશે. આપણે મોક્ષમાં જવાનું છે, ત્યાં આગળ મોક્ષમાં જવાય એટલું પુણ્ય જોઈએ. અહીંયાં તમે સીમંધર સ્વામીનું જેટલું કરશો (ભક્તિ-આરાધના), એટલું બધું તમારું આવી ગયું.

તમે સીમંધર સ્વામીનું નામ તો સાંભળેલુંને ? એ હાલ તીર્થંકર છે, મહાવિદેહ ક્ષેત્રમાં, એમની હાજરી છે આજે.

સીમંધર સ્વામીની ઉંમર કેટલી ૬૦-૭૦ વર્ષની હશે ? પોણા બે લાખ વર્ષની ઉંમર છે ! હજુ સવા લાખ વર્ષ જીવવાના છે ! આ એમની જોડે તાર-સાંધો મેળવી આપું છું. કારણ કે ત્યાં જવાનું છે. અહીંથી સીધો મોક્ષ થવાનો નથી. હજી એક અવતાર બાકી રહેશે. એમની પાસે બેસવાનું છે એટલે સાંધો મેળવી આપું છું.

અને આ ભગવાન આખા વર્લ્ડનું કલ્યાણ કરશે. આખા વર્લ્ડનું

કલ્યાણ થશે એમના નિમિત્તથી. કારણ કે એ જીવતા છે. મોક્ષે ગયેલા હોય ને એ કશું જ ધોળે નહીં, એમની ભક્તિથી ખાલી પુણ્ય બંધાય, જે સંસાર ફળ આપે !

## ત્યાં પુણ્ય ને પાપ, બન્ને નિકાલી...

એટલે ધર્મ બે પ્રકારના છે. એક સ્વાભાવિક ધર્મ, એને રિયલ ધર્મ કહેવાય છે. અને બીજો વિભાવિક ધર્મ, એને રિલેટિવ ધર્મ કહેવાય છે. જ્યારે 'શુદ્ધાત્મા' પ્રાપ્ત થાય ત્યારે સ્વાભાવિક ધર્મમાં આવે. સ્વાભાવિક ધર્મ જ ખરો ધર્મ છે. એ ધર્મમાં સારું-ખોટું કશું વીણવાનું છે જ નહીં. વિભાવિક ધર્મમાં બધું વીણવાનું છે.

દાન આપવું, લોકોની ઉપર ઉપકાર કરવો, ઓબ્લાઈઝિંગ નેચર રાખવો, લોકોની સેવા કરવી એ બધાને રિલેટિવ ધર્મ કહ્યો. એનાથી પુણ્ય બંધાય. અને ગાળો ભાંડવાથી, મારામારી કરવાથી, લૂંટી લેવાથી પાપ બંધાય. પુણ્ય અને પાપ જ્યાં છે ત્યાં રિયલ ધર્મ જ નથી. પુણ્ય-પાપથી રહિત રિયલ ધર્મ છે. જ્યાં પુણ્ય-પાપને હેય (ત્યજવા યોગ્ય) ગણવામાં આવે છે અને ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) પોતાનું આત્મ સ્વરૂપ ગણવામાં આવે છે. એ 'રિયલ' ધર્મ છે. એટલે આ 'રિયલ' અને 'રિલેટીવ' બન્ને ધર્મ જુદા છે.

જ્યાં સુધી 'હું કોણ છું' જાણે નહીં ત્યાં સુધી પુણ્ય ઉપાદેય રૂપે જ હોય અને પાપ હેય રૂપે હોય. પુણ્ય ને પાપ હેય થયું ત્યાં આગળ સમકિત ! ભગવાને કહ્યું કે પાપ-પુણ્ય બેઉની ઉપર જેને દ્વેષ કે રાગ નથી તે 'વીતરાગ' છે !

**- જય સચ્ચિદાનંદ**

## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો

૧. ભોગવે તેની ભૂલ
૨. બન્યું તે જ ન્યાય
૩. એડજસ્ટ એવરીવ્હેર
૪. અથડામણ ટાળો
૫. ચિંતા
૬. ક્રોધ
૭. માનવધર્મ
૮. સેવા-પરોપકાર
૯. હું કોણ છું ?
૧૦. દાદા ભગવાન ?
૧૧. ત્રિમંત્ર
૧૨. દાન
૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી
૧૪. ભાવના સુધારે ભવોભવ
૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી
૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત)
૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.)
૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.)
૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.)
૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.)
૨૧. વાણીનો સિદ્ધાંત
૨૨. કર્મનું વિજ્ઞાન
૨૩. પાપ-પુણ્ય
૨૪. સત્ય-અસત્યના રહસ્યો
૨૫. અહિંસા
૨૬. પ્રેમ
૨૭. ચમત્કાર
૨૮. વાણી, વ્યવહારમાં....
૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ
૩૦. ગુરુ-શિષ્ય
૩૧. આપ્તવાણી-૧
૩૨. આપ્તવાણી-૨
૩૩. આપ્તવાણી-૩
૩૪. આપ્તવાણી-૪
૩૫. આપ્તવાણી-૫-૬
૩૬. આપ્તવાણી-૭
૩૭. આપ્તવાણી-૮
૩૮. આપ્તવાણી-૯
૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.)
૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.)
૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.)
૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.)
૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૪)
૪૪. આપ્તસૂત્ર
૪૫. ક્લેશ વિનાનું જીવન
૪૬. સહજતા

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## સંપર્કસૂત્ર

### દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોનઃ** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**



## મોક્ષ હેતુક, પુણ્યાનુબંધી પુણ્ય

સમકિત પ્રાપ્તિ માટે પુણ્યાનુબંધી પુણ્ય જોઈએ. ક્રોધ-માન-માયા-લોભ ઘટવાં જોઈએ. તો એ સમકિત ભણી જાય.

આપણે મોક્ષમાં જવાની જ એકલી ઈચ્છા હોવી જોઈએ અને એ ઈચ્છાર્થે જે જે કરવામાં આવે છે તે ક્રિયા પુણ્ય બાંધે છે. કારણ કે હેતુ મોક્ષનો છે ને માટે.

પછી પોતાની પાસે આવ્યું હોય તે ભેલાડે ! પારકાને માટે ભેલાડે, એ પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય.

દરેક ક્રિયામાં બદલાની ઈચ્છા ના રાખે, સામાને સુખ આપતી વખતે કોઈ પણ જાતના બદલાની ઈચ્છા ના રાખે, એનું નામ પુણ્યાનુબંધી પુણ્ય.

- દાદાશ્રી

ISBN 978-81-89725-45-7
9 788189 725457
Printed in India
Price ₹20

dadabhagwan.org